સત્યાગ્રહાશ્રમ–પાગલખાનું બંધાવ્યું છે તેમાં બેસી તમારા ઘોર પાપ બદલ અનશન વ્રત લઇ હરિ સ્મરણ કરો. પણ જો તમારા પ્રારબ્ધમાં જપ તપ કે આત્મચિંતન કરવાનું ન સરજાયું હોય તો અને તમારાથી જો તે ન બની શકે તેમ હોય તો આજ સૂધી તમોએ જેની બહુ ભારે હિમાયત કરેલી છે તે નિરાધાર વૃદ્ધ અને વિધવાઓનું સાધન રેંટીઓ કાંતો. બાકી સ્વરાજ્ય મેળવવા માટે તો પ્રજાએ લોકમાન્ય તિલકનું તથા પૂર્વના પ્રતાપી પુરૂષોએ જે રીતિએ કાર્ય કરી વિજય પ્રાપ્ત કર્યો હોય તેઓનું અનુકરણ કરી માર્ગક્રમણ કરવું હિતકારી છે. અસ્તુ, પરમાત્મા સર્વને સદ્બુદ્ધિ અર્પી દેશનું વાસ્તવિક માર્ગે કલ્યાણ કરવા પ્રેરણા કરે એવી ઇચ્છાસહ વિરમું છું.

**નારણજી પુરૂષોતમ સાંગાણી.**

એ બધુંય કરવા છતાંય ભાવિ મિથ્યા થતું નથી. લાખ ઉપાય કરીએ, જાણીએ, નજરે જોઇએ છતાં ઇશ્વર તરફથી નિર્માણ થયેલ વસ્તુ ટાળી શકાતી નથી. જનમેજય રાજાએ વૈશંપાયન ઋષિનો બોધ સાંભળી ભાવિ નિવારણાર્થે અનેક યત્નો કર્યા હતા તોપણ બનનાર બન્યુંજ હતું; તદ્દવત આમ શું કે બીજા શું ! પરંતુ મનુષ્ય તરીકે હરેક અલ્પજ્ઞ હોઇ સર્વએ એ સર્વ શક્તિમાનની અદ્રશ્ય સત્તાને આધીન થવુંજ પડે છે.

બારડોલીના બનાવ પછી નેતાઓમાં મતભેદ તીવ્ર રીતે આગળ વધ્યો. ગાંધીજી અને રાષ્ટ્રીય એમ બે દળમાં આગેવાનો વહેંચાઇ ગયા. ગાંધીજીના દળમાં અજ્ઞાન લોકની માફક બુદ્ધિમાન નેતાઓ પણ પ્રથમ

ભળી ગયેલા એ ઘણાને અજાયબીની વાત લાગશે; પરંતુ તેમાં અજાયબ થવા જેવું જરાય નથી. કારણ કે હમણાના આગેવાનોમાં ઘણાખરાનું તીડને બેસવું અને ઝાડને પડવા જેવું છે, અથવા જેમ કોઇ અનુયાયી કે કોઇ છાપાવાળાનું બોલવું લખવું અને ગાંધીજીનું મહાત્મા થવું જેટલું સહેલું છે તેટલું જ આગેવાન થવામાં છે. ખાદીના કુડતું ટોપી ઘાલી અહિંસા તથા ઢેઢના પાઠ ગોખી ગાંધીજીની જય બોલાવી છાપામાં રૂપિયા એક લાખ ભરાયલા વંચાવાથી જેમ જમનાલાલ બજાજ કે જેને રાજદ્વારી વિષયની ગંધ પણ નહોતી તે શી રીતે દેશભક્ત લેખાયા ! મી. એસ. આર. બમનજીએ એક તરફથી હોમરૂલ લીગમાં મોટો ફાળો આપવાનું જાહેર કરી બીજી તરફ પોતે વેલેન્ટાઇન શિરોલ અને ગવર્નરને માનપત્ર આપવામાં સામેલ થયા હતા છતાં તે શી રીતે દેશનાયક લેખાયા ? બીજા પણ ગજના આંકાની ખબર વિનાના ઘણાય એવા છે કે જેઓ નોકરી કરવાથી, નિશાળમાં મહેતાજીપણું કરવાથી નામના બેરિસ્ટર થઇ નાટક લખી છાપાવાળાના તરજુમા કરવાથી કે શેર કુંપનીઓનો ધંધો કરવાથી ન ફાવ્યા એટલે જાહેર સભામાં ગાંધીના સિદ્ધાંતોને ટેકો આપી સરકારને બે ચાર આકરી ચોપડાવી એટલે તેવાને દેશભક્ત તરીકે લેખાતા કયાં વખત લાગે છે ? અને એ રીતે પ્રસિદ્ધ થયા પછી જેને પ્રથમ દેશી રાજયમાં જવાની હિમ્મત પણ નહોતી એવા ભાઇ મનસુખલાલ ગોળમટોળ બોલી લખી કયાં આજે છોટાં ગાંધી બનવાની ખાએશ નથી ધરાવતા ? ઘણા છાપાવાળાએ પણ તેજ માર્ગ ગ્રહણ કરી ધોકતી કમાણી કરી રહ્યા છે. 'ગુજરાતી' જેવા કોઇક રડયા ખડયા છાપાવાળાએ ગાંધી સામે વિરોધતા

દર્શાવી તો તે બાપડા હિંદ અને હિંદુ હિતેચ્છુ પત્રને કયાં આવું ખમવું પડયું છે? કેટલાક મૂર્ખ લોકોએ જાહેર સભામાં તેવા સ્વતંત્ર છાપાને બોયકોટ પણ કર્યું અને તેવા અવિચારી કૃત્યને લોકોમાં ફેલાવવા માટે કેટલાક બુદ્ધિહીન સ્વાર્થાંધ છાપાવાળાઓએ પોતાના છાપામાં છાપીને પ્રસિદ્ધિ પણ આપી.

સૃષ્ટિની ઉત્પત્તિથી લઇ અત્યાર સુધીનો ઇતિહાસ તપાસવામાં આવે તો જે જે પુરૂષોએ, પ્રજાએ કે રાજાએ યુદ્ધમાં વિજય મેળવ્યો છે તે ધર્મ અને પરાક્રમથીજ મેળવ્યાનું પ્રમાણ મળે છે. ધર્મહીન કે બળ બુદ્ધિહીનનો કયાંય કોઇ સ્થળે વિજય થયો હોય એમ બન્યું નથી અને ભવિષ્યમાં બનવા સંભવ નથી. હમણાના કહેવાતા નેતાઓ વિજયની ચાવીરૂપ એ બેઉ ઉપયોગી તત્વનો નાશ કરી પોતાનો કે દેશનો જય જયકાર બોલાવવા ઇચ્છે છે તે કેવળ અસંભવિત છે. હમણાની લડતનું પરિણામ જોશું તો ઢેઢ સ્પર્શ અને શાસ્ત્રોને નિંદી વર્ણાશ્રમ ધર્મ વિરૂદ્ધ રોટી બેટી વ્યવહાર કરવાથી ધર્મનો ધ્વંશ તથા અહિંસા, શાંતિ, રેંટીઓ, ખાદીની હિમાયતદ્વારા બળ બુદ્ધિનો નાશ થઇ રહ્યો છે એટલેજ આગેવાનોની નિષ્ફળતા થતાં દેશજનોનો સંહાર વળી ગયો છે.

# પત્રકારો અને વાંચકો.

જાહેર વર્તમાનપત્રના માલિક અથવા અધિપતિ તરીકેની ગંભીર જવાબદારી ગ્રહણ કર્યા પછી પત્ર-છાપાની નીતિ કેવી ચલાવવી ઘટે ! એ આજકાલના કેટલાક લેભાગુ તંત્રી મહાશયો ઘણું ઓછું સમજે છે. નહિ સમજવાનું કારણ, ઘણાખરા પત્રકારો સાહિત્યનું અને દેશની રીતિ નીતિ સાધન સામર્થ્યનું જ્ઞાન ધરાવતા નથી, કેટલાક કેવળ સ્વાર્થ સાધવાના હેતુથી લોકનાડ તપાસી ભાવતું ભાવતું લખી ગ્રાહકો સારા પ્રમાણમાં મેળવી પૈસો કમાવા ઇચ્છે છે, કેટલાક પત્રકારો ઇતર ધર્મ અને જાતિના હોઇ કાં તો પોતાના તરફ ખેંચે છે અથવા તો પ્રજા ધર્મ વિરૂદ્ધ આંદોલન કર્યા કરે છે; પરંતુ વાસ્તવિક રીતે પત્રકારોનો આ ધર્મ-માર્ગ નથી. પ્રથમ તો પત્રકાર, એણે જ બનવું જોઇએ કે જેને સાહિત્યનું સારી રીતે જ્ઞાન હોય, નિઃસ્વાર્થી નિષ્પક્ષપાતી અને સત્યવાદી હોય, પ્રજાના હિત માટે નિર્ભય રીતે લડત ચલાવી ઉભયપક્ષને સમાધાનના માર્ગે દોરતો હોય અને વિશેષ કરી જેનું ચારિત્ર શુદ્ધ તથા ધર્મમાં નિષ્ઠાવાળું હોય તેવો પત્રકારજ પ્રજાને શ્રેયસ્ પ્રેયસ્‌ના શુભ માર્ગે દોરી શકે છે.

હિંદમાં અત્યારે ઘણા લેભાગુ પત્રકારો ફુટી નીકળ્યા છે. કેટલાક અલ્પ બુદ્ધિ જૈન ભાઇઓ અને મુંબઈના પારસી છાપાવાળાઓ તથા સુધારકો ગાંધીની મોરલીપર નાચી તેના સુરમાં સુર મેળવી પોતાની ગ્રાહકી વધારી સ્વાર્થ સાધી રહ્યા છે, કોઈ

અહિંસાના પોકળ પ્રલાપમાં વિશ્વાસ રાખી તેનો પ્રચાર કરી રહ્યા છે, કોઇ જાતિ માંહોમાંહે પિતા પુત્રની લડાઇ ઉપસ્થિત કરનારા શાસ્ત્ર અને વડીલ પુરૂષોના હિતકારી વાક્યોનો અનાદર કરાવી અંતઃકરણના અવાજ પ્રમાણે વર્તવાની નાદાન બુદ્ધિના લોકોને ભલામણ કરનારા લેખો લખી પ્રજામાં પોતાનું માનીતું સ્થાન રાખી આડકતરી રીતે પોતાની કોમને તમામ ઉંચા હોદ્દા સંભાળી લેવાનું કામ કરી રહ્યા છે; ત્યારે કેટલાક આર્યસમાજ જેવા સ્વચ્છંદી સુધારકો તો ગાંધીને સાધનભૂત કરી કેમ જાણે હિંદુ જાતિ અને ધર્મને ઉન્મૂલન કરવાની શ્રેષ્ટ તક મળી હોય ! તેમ ઢેઢસ્પર્શ, વિધવા વિવાહ, ઉંચનીચના ભેદ વિના સહ ભોજન વગેરેની હિમાયત કરી રહ્યા છે.

હિંદના ઘણાખરા પત્રકારોએ જયારે ઉપર પ્રમાણે અત્યંત ભયાવહ નીતિ અંગીકાર કરેલી છે ત્યારે વર્તમાનપત્રોના વાંચકો, વાંચક વર્ગની શું ફરજ છે ! એ વિચારવું ઘટે. ખરી રીતે તો પત્રકારોને ઉપરની પદ્ધતિએ કામ કરવાનું કારણ અને ઉત્તેજન તો અજ્ઞાન અને સ્વાર્થી વાંચકવર્ગેજ આપ્યુ છે. હમણાની પ્રજામાંનો વાંચકવર્ગ એટલો તો અધીરો, લાલચુ, અંધ વિશ્વાસુ અને વિવેકહીન બની ગયેલ છે કે તેને એટલી પણ સમજ પડતી નથી કે આમ વર્તવાથી પોતાના હાથે પોતાનોજ શિરચ્છેદ થાય છે. એક વર્ષમાં સ્વરાજય, શયતાની અને રાવણી રાજયનો નાશ કરી દેઇ રામરાજય સ્થાપી દેવાની મૃગતૃષ્ણામાં લોભાઇ તે વાતને પ્રતિપાદન કરનારા 'નવજીવન' 'હિંદુસ્થાન' 'સાંજ' 'સૌરાષ્ટ્ર' વગેરે ગુજરાતી ભાષામાં અને 'ક્રોનીકલ'

'ઇન્ડીપેન્ડન્ટ' વગેરે અંગ્રેજી ભાષામાં પ્રકટ થતાં છાપાને પરમેશ્વર તુલ્ય માની માતા પિતાની આજીવિકા કે ધર્મ પરોપકારના કાર્યમાં પાઈ પણ ફાજલ પાડવાની તાકાત્ ન હોવા છતાં છાપા ખરીદી વાંચવા માંડયા છે. ઇશ્વરી ન્યાયાનુસાર—જેવું વાંચન તેવા વિચાર, જેવા વિચાર તેવું વર્તન, જેવું વર્તન તેવી ગતિ; તદ્વત્ એવા સ્વચ્છંદી છાપાઓના વાંચનથી લોકોએ સ્વરાજયની લાલસામાં સ્વધર્મ કર્મ, ગુણ, પ્રીતિ, પુરૂષાર્થ, લાભ અને વેપાર વાણિજય ખોયા છે અને જે મિથ્યા હતું તે તો આખરે ખુવારી કરીનેજ ઉભું રહ્યું છે અર્થાત્ સ્વરાજય તો કહેવાતા અસહકારવાદીઓના પ્રયત્ન વિના પણ દશ વર્ષે મળવાની આશા હતી તેય કયાંય અદશ્ય થઈ ગઇ છે.

પ્રજાવર્ગ, ઠસાવી દીધેલી વાતોથી એટલો તો ભાનભૂલો બની ગયો છે કે પ્રજાને આડે રસ્તે દોરવી મોતના માર્ગે લઇ જતાં એ પત્રકારોની વિરૂદ્ધ કોઇ નિષ્પક્ષપાત કે ધર્મપ્રેમી પુરૂષ કે પત્રકાર હિમ્મત ધરી ઉચિત માર્ગ બતાવે તો તેનું પણ સાંભળવા જેટલી ધીરજ તેઓમાં રહી નથી. અરે ! તેનો પણ બહિષ્કાર કરવા વાંચકો તત્પરતા બતાવે છે તે શું અંતકાળ વખતના સન્નેપાતની નિશાની નથી ?

વર્ણાશ્રમ ધર્મમાં નિષ્ણાત એવા રાજાઓ જયારે મહાનુભાવ ઋષિમુનિ કે ધર્મજ્ઞ રાજનીતિજ્ઞ પુરૂષોની સલાહ પ્રમાણે વર્તતા હતા ત્યારે ભારતની પ્રજા સુખના શિખરે હતી. તે વખતે છાપા-ફાપા ન હતા. ધર્મશાસ્ત્રની અને વડીલોની આજ્ઞાનેજ છાપા કરતાં હજારગણી અધિક હિતકારી સમજી તેને લોકો અનુસરતા. હમણા

છાપાની પદ્ધતિ તો યુરોપ અમેરિકાના સંસર્ગે હિંદમાં દાખલ થઈ છે, છતાં મહદ્ આશ્ચર્યની વાત તો એ છે કે, જેના સંસર્ગે-દેખાદેખીએ આપણા દેશમાં છાપા-વર્તમાનપત્રો કાઢવાની અને વાંચવાની પદ્ધતિ દાખલ કરાઈ છે તે યુરોપ અમેરિકામાં પત્રકાર અને વાંચકોનું વર્તન કાંઇ જૂદુજ ચાલી રહેલું છે. ત્યાં જે જાતિના ધર્મના અને ભાષાના લોક છે તેજ જાતિના અને ધર્મના લોક તેમનીજ ભાષામાં છાપાઓ કાઢે છે. ગાંધી જેવા સાધુના વેશધારીનો તો ત્યાં ભાવજ કોણ પૂછે! પણ પ્રેસીડન્ટ વિલ્સન અને પ્રાઇમ મીનીસ્ટર લોઈડ જયોર્જ જેવા સમર્થ રાજધુરંધર પુરૂષોમાં પણ મુગ્ધ ન થતાં તેઓના પણ ગુણદોષપર ત્યાંના પત્રકારો નિર્ભય રીતે ટીકા કરી લોકોને સત્ય માર્ગ સૂચવે છે અને લોકો-વાંચકો પણ વિવેક બુદ્ધિથી વાંચે વિચારે છે. જયારે હિંદ અને યુરોપ વચ્ચે ગ્રહણ અને તુલના શક્તિનું આટલું અંતર છે ત્યારેજ એક ગુલામી ભોગવે છે. અને બીજો સામ્રાજય સ્વતંત્રતા ભોગવે છે.

ઉક્ત લખાણથી દેશજનોએ એ ભાવ ગ્રહણ કરવાનો છે કે, અસહકારની વેદીના હોતા ગાંધીજી જેમ પોતાનું કાળજું-અંતઃકરણ પોતા પાસે રાખે છે તેમ તમે પણ રાખો, વેચી નાખો નહિ. આવેશી પ્રલોભન બતાવનારા લખાણથી આકર્ષાઇ ધર્મ, સત્વ, લાભ ન ગુમાવો. પોતાનું અને પારકું ઓળખી પોતાનાને અપનાવી જેટલું યોગ્ય લાગે તેટલું વાંચવા, વિચારવા, સ્વીકારવા અને ઉત્તેજન આપી આગળ વધારવાની ભાવના રાખી આગળ વધો.

કહેવાનું તાત્પર્ય એ છે કે આજ કોઇ ઉંડાણમાં ઉતરતું નથી. તેમ ઉતરવાની કોઇને ભાગ્યેજ અનુકૂળતા હોય છે. બહુધા સ્વાર્થી, લાલચુ અને અંધ શ્રદ્ધાવાળી વૃત્તિના લોકો તથા પત્રકારો દંભે દંભ હાંકી દેશ જાતિ તથા ધર્મને ડૂબાડવાનું કાર્ય કરી રહ્યા છે. સમજુ માણસે બહારના દેખાવમાં લોભાઇ ધર્મ તથા જાતિનું ગૌરવ ખોવાનું નથી પણ સાવધાન ચિત્તે નિરીક્ષણ કરી વિજાતી વિધર્મીઓથી બચવા બચાવવાનું છે.

---

## ગોરક્ષણ.

---

**गावः सुरभयो नित्यं गावः स्वस्त्ययनं महत् ।**
**अन्नमेव परं गावो देवानां हविरुत्तमम् ॥**

ગાય, મનુષ્યોના મનોરથ પુરા કરવાવાળી અને મંગળ કરનારી છે. એનાદ્વારા માણસોને પોષણ માટે અન્ન અને દેવતાઓને માટે ઉત્તમ હવિ ઉત્પન્ન થાય છે. એવા શ્રેષ્ટ ગુણોને લઇ ગાયને હિંદુઓ પોતાની માતા કરતા અધિક પૂજ્યભાવથી પૂજે છે. ચક્રવર્તી રાજા દિલીપે અને જગન્નાથ શ્રીકૃષ્ણે સ્વયં ગાયની સેવા કરી તેની જે જે મહત્તા ધર્મશાસ્ત્રમાં ઋષિમુનિઓએ દર્શાવી છે તે તે સિદ્ધ કરી બતાવી છે. પ્રાચીન સમયમાં જયારે હિંદુઓનું શાસન પ્રવર્તતું હતું ત્યારે પ્રત્યેક સ્ત્રી પુરૂષ ભાવથી ગાયોનું લાલનપાલન કરતા હતા. યદિ કોઇ દુષ્ટ યવન મ્લેચ્છ તેને ઇજા કે વધ કરતો તો તે દેહાંત દંડની શિક્ષાને પાત્ર થતો. ગાયો જયાં જતી ત્યાં તેનો સત્કાર થતો. લોકો

તેની પૂજા કરી ઉત્તમોત્તમ ખાવાના પદાર્થ ધરતા. રાજાઓ તથા ધનિક પુરૂષો વિપુલ પ્રમાણમાં ગૌચર ભૂમિ કાઢી આપતા. આ પ્રકારની સેવાથી પ્રસન્ન થઇ ગાય માતા મનુષ્યોનું સર્વ પ્રકારે કલ્યાણ કરતી. પુષ્કળ દૂધ દહી ઘી દેતી. મજબૂત બાંધાના વાછડાને જન્મ આપતી કે જે વાછડા–બળદવડે ખેતી કરી લોકો ખૂબ અનાજ પ્રાપ્ત કરતા. હવિ અર્પતા દેવતાઓ પણ સદાય લોકોપર કૃપાળુ રહી વરસાદ નિયમિત વરસાવી સુખી કરતા.

એવી સર્વગુણ સંપન્ન તથા સર્વ સુખદાતા ગાયમાતાની અત્યારે ભારે દુર્દશા થઇ રહી છે. લોકો અજ્ઞાન દરિદ્ર બળહીન થતાં ગાય પ્રત્યે તેઓનો પૂજ્યભાવ તો કમી થઈ ગયો છે પણ ઘાસ પાણી તથા ચાકરી વિના, લાખોની સંખ્યામાં ગાયો ટળવળે છે, દુઃખી થઈ થઇ મરે છે છતાં કોઈ તેની ખબર પૂછતું નથી. ગૌચરભૂમિ નહિ જેવી રહી છે, ગરીબ વર્ગના લોકોને ગાય રાખવી પરવડતી નથી ને શ્રીમંતોને ઘોડાગાડી મોટર રાખવાની જગ્યા મળે છે પણ એક ગાય રાખવા જેટલી જગ્યા મળતી નથી. મુસલમાનો અને અંગ્રેજો હજારોની સંખ્યામાં ગૌવધ કરી રહ્યા છે તોપણ પાષાણ હૃદયી હિંદુઓને જરાય કમકમાટી છૂટતી નથી. અરે! ગાંધીજી જેવા તો ઉલટા દુશ્મન બની મુસલમાનોનો બચાવ કરવા નીકળે છે કે " તેના ધર્મનું ફરમાન હોય તો હિંદુઓએ આડા ન આવવું જોઇએ. અંગ્રેજો ગૌવધ કરે છે ત્યારે કેમ તમે સાંખી કે સહી લ્યો છો! તો પછી મુસલમાનો તો તમારા દેશભાઇ છે તેની સામે તમારે પોકાર ન ઉઠાવવો જોઇએ."

હિંદુઓની નિર્બળતા અને ધર્મહીનતાનો ગેરલાભ લઇ યવન અને મ્લેચ્છો ગાયનું દૂધ દહી ઘી છાશ તથા બેલ થકી ઉત્પન્ન

થયેલું અનાજ ખાય છે, તેઓમાંથી કોઇ તેની વિષ્ટા કે મૂત્ર ખાતા પીતા નથી છતાં કૃતઘ્ની બની તેઓ દર વર્ષે એક કરોડ દૂધાળા જીવોનો સંહાર કરે છે. નિત્ય જે ભૂમિમાં હજારો અને લાખો ગાયોના દાન થતાં અને માત્ર એક નંદરાજાને ઘેરજ નવ લાખ ગાયોનું પાલન થતું હતું ત્યાં અત્યારે ફક્ત આખા દેશમાં કુલ મળી ૨૮ કરોડ ગાય ભેંસ બળદ વગેરે દૂધાળા ઢોર બાકી રહેલ ગણાય છે. દર વર્ષે એક કરોડનો વધ થતો રહે કે પરદેશ ઉપડી જાય તો ૨૮ વર્ષે હિંદુસ્થાનમાં ગાયોનું કે દૂધાળા પ્રાણીનું નામ નિશાન ન રહી શકે. એટલે અત્યારે મહામુશીબતે બહુ કિંમત ખર્ચતા ભેળસેળવાળા દૂધ ઘી મળે છે તે પણ ન મળે. અને જ્યારે મનુષ્યના—ખાસ કરી નાના બચ્ચાઓના જીવનરૂપ દૂધ ઘી ન મળે એટલે તડફડીયા ખાઈ જીંદગીનો અંતજ આવ્યો સમજવો.

અરે હિંદુઓ ! યુગના પ્રભાવે કદી તમે સાવ તમારો ધર્મ વિસરી ગયા હોવ તોપણ આર્થિક દૃષ્ટિએ ગાય બળદ તમોને કેટલા ઉપયોગી છે ! એ તો વિચારો. ડગલે અને પગલે કામધેનુરૂપ ગાયમાતાની અમૃતમય પ્રસાદીઃ દૂધ દહી છાશ ઘી, અન્ન, છાણ અને ગોમૂત્રની (દવામાં) ગરજ પડે છે એ યાદ કરી ગમે તે ભોગે ગોરક્ષણ કરવુંજ જોઇએ એવી પ્રત્યેક હિંદુની પવિત્ર અને આવશ્યક ફરજ ઠરે છે, તે પાળો. એક પણ ગાય બળદનો કોઈ મહાન્ સત્તાધારી સુદ્ધાં વધ ન કરી શકે ને તેની ઘાસ પાણીથી બરાબર સેવાચાકરી થતી રહે તેવી પાકી વ્યવસ્થા તત્કાળ કરવા માટે પ્રત્યેક હિદુએ કટિબદ્ધ થવું ઘટે.

## યજ્ઞ પ્રભાવ.

**इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञ भाविता ।**
**तैर्दत्तानप्रदायेभ्यो यो भुक्ते स्तेन एव सः ॥**

દર સાલ ઉપરા ઉપરી દુષ્કાળથી પ્રજા કકળી ઉઠી છે. છેલ્લા ચાળીશ વર્ષ થયા ભાગ્યેજ કોઇ એકાદ વર્ષ સારૂ નીવડે છે કે તુર્ત તે પછીના બે વર્ષ તો દુષ્કાળ કે અતિ વૃષ્ટિથી લોક પીડાતાજ હોય છે. દુષ્કાળથી કે અતિ વૃષ્ટિથી લોકો અન્ન વસ્ત્ર વિના અને ગાયો ખડ–ઘાસ વિના અનહદ પીડાય છે. આવે વખતે ગામડાઓવાળા શહેરોના પૈસાદારો પાસે મદદની આશા રાખે છે. મુંબઈ કલકત્તાદિ શહેરના શ્રીમંતો કીર્તિને ખાતર કે દયાની લાગણીથી થોડી ઘણી મદદ પણ કરે છે પરંતુ તેવી મદદ તેઓ દર વર્ષ શી રીતે આપી શકે અને ગામડાવાળા નિઃસંકોચ ભાવે લઇ શકે! કોઇ એક દિવસ, બે દિવસ, પંદર દિવસ કે મહિનાની ભૂખ ટાળે પણ જીંદગી પર્યંતની તો કદાપિ કોઈ ટાળીજ ન શકે. આવી અવસ્થામાં આપણે વિચાર કરવો ઘટે કે કાયમનું દુષ્કાળનું દુઃખ શી રીતે નિવૃત્ત થાય ?

ઇશ્વરી નિયમ જોતા દુષ્કાળ, પ્લેગાદિ મહામારી વગેરેનું કષ્ટ આપણે લોકોએ સ્વતઃ આમંત્રણ કરી ન્હોર્યું છે. જે પ્રજા યજ્ઞ યાગ હોમ હવન કરે નહિ તેના પર દેવતાઓ કદી પ્રસન્ન થાય નહિ ને તેથી તેઓ વરસાદ પણ વરસાવે નહિ એ સહજ છે. યજ્ઞ યાગ ન થવાથી હવા પણ અશુદ્ધ રહે છે ને નાના પ્રકાર-

ના રોગો ફેલાય છે. હરિશ્ચંદ્ર યુધિષ્ઠિરાદિ રાજાઓ રાજસૂય અશ્વમેધ વગેરે યજ્ઞો કરી દેવતાઓને આહુતિ આપતા. વિધિપૂર્વક થયેલા યજ્ઞથી ઇંદ્ર સૂર્ય ચંદ્રાદિ દેવતાઓ પ્રસન્ન થઇ લોકોની મનોવાંચ્છના સફળ કરતા. સદાકાળ યજ્ઞયાગ થતા રહેવાથી કોઇ પણ વર્ષ દુષ્કાળ, અતિ વૃષ્ટિ કે રોગનો ઉપદ્રવ થવા પામતો નહિ. યજ્ઞના પ્રભાવે લોકોના ધન ધાન્ય સમૃદ્ધિ આયુષ્ય તેજ પરાક્રમમાં સર્વદા વૃદ્ધિજ થતી રહેતી.

જેમ હિંદુઓએ પોતાની અનેક શ્રેષ્ટ ધાર્મિક ક્રિયાઓ છોડી મૂર્ખતાથી કે નાસ્તિકોના ઉપદેશથી સ્વચ્છંદે વર્તવા માંડયું છે તેમ યજ્ઞયાગ કે હોમ હવનની બાબતમાં પણ તેઓએ અક્ષમ્ય અપરાધ કર્યો છે અને તેનુંજ ફળ અત્યારે રાજા મહારાજા અને શ્રીમંત ગરીબ સૌ એક સરખું ભોગવે છે. રાજા મહારાજાઓ અને શ્રીમંતોએ યજ્ઞયાગ તો ત્યજ્યા પણ નિત્ય કર્મઃ બ્રહ્મયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ અને મનુષ્ય યજ્ઞ કે જે વિના મોટા ખર્ચે સર્વ સાધારણ પ્રજાથી થઇ શકે એવા છે તે પણ બહુધા લોકોએ ત્યજી દીધા છે તેથી આપણે દુષ્કાળથી, રોગથી, દરિદ્રતાથી કે પરાધીનતાથી પીડાઇએ એમાં આશ્ચર્ય શું ?

કાઠિયાવાડમાં રાણપુર ગામ એ દેશી રાજ્યના અધિકાર બહાર એટલે અંગ્રેજ સરકાર ( એજન્સી ) ની હદમાં છે. ત્યાં ચાર પાંચ પેટભરા જૈનો એકઠા થઈ પોતાને ગાંધીજીના શિષ્ય કહેવરાવી તેના અંત્યજ સ્પર્શ આદિ વર્ણસંકર આંદોલન "સૌરાષ્ટ્ર" નામના છાપામાં પ્રસરાવી ધર્મનિષ્ઠ અને પ્રતિષ્ઠિત

ગૃહસ્થો તથા રાજાઓના પર હુમલા કરી ગાળો ભાંડવાનું કામ કરી રહેલ છે. તેના છાપાના મથાળાપર યજુર્વેદનો મંત્ર ટાંકી જાણે તે કેમ વેદ શાસ્ત્ર પુરાણોનો માનનાર અભ્યાસી આસ્તિક હિંદુ હોય! એવો ભાસ કરાવી, પાડરશીંગામાં શાસ્ત્રીજી મૂળ-શંકરભાઇએ આજના સમયમાં બનવો અશક્ય એવો ઉત્તમ યજ્ઞ જયારે કર્યો ત્યારે તેના વિશે તેઓ તેના છાપામાં અત્યંત ગલીચ શબ્દોમાં ટીકા પ્રકટ કરે છે, યજ્ઞને ધુતકારી બ્રાહ્મણોને અતિ ખરાબ શબ્દોમાં નિંદે છે. મતલબ કે આવા પાખંડી પેટભરા જયાં પ્રજાને પૈસે પ્રજાનેજ અવળે રસ્તે ઘૂમાવવાનું કાર્ય જોસભેર કરી રહ્યા હોય ત્યાં નાદાન ભોળી પ્રજા તેનો ભોગ બની ધર્મ કર્મપરથી ઉતરી જાય એ સ્વાભાવિક છે. પ્રજા સાવધાન બની એવા ધૂર્તોથી બચે ને શાસ્ત્રાજ્ઞાનુસાર યજ્ઞયાગ હોમ હવન પવિત્ર વિદ્વાન્ બ્રાહ્મણો પાસે વિધિસર કરાવે તો કદાપિ દુષ્કાળ, અતિ વૃષ્ટિ કે મહામારીનું કષ્ટ સહેવું નહિ પડે એ નિશ્ચિત્ વાત છે.

---

# સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેક.

सूक्ष्मात्सूक्ष्मतरो धर्मस्तस्मात्सूक्ष्मं न किंचन ।
दुर्विभाव्यस्ततो धर्मः कविभिः सूक्ष्मदर्शिभिः ॥

ધર્મ સૂક્ષ્મ વસ્તુથી પણ અતિ સૂક્ષ્મ છે અને તેનાથી અન્ય કોઈ પણ વસ્તુ સૂક્ષ્મ નથી; તેથી ધર્મ સૂક્ષ્મદર્શી ઋષિ મુનિઓથી પણ મહા મુશ્કેલીથી જાણી શકાય તેવો છે. આવી ધર્મની ગહન ગતિ છે તે લેશમાત્ર સમજ્યા વિના કે સમજવાની કોશિષ કર્યા વિના ગાંધીજી અંત્યજ સ્પર્શની હિમાયત કરે છે.

જે હિંદુઓ ધર્મશાસ્ત્રાનુસાર પોતાની માતા સ્ત્રી બેન કે પુત્રી રજસ્વળા હોય ત્યારે તેઓને પણ ન અડકે, મૃત શરીરને અટકવામાં બાધ માને તે હિંદુઓને ગાંધીજી મનસ્વીપણે અને બળાત્કારથી વિષ્ટા ઉપાડનાર અને મરેલ જાનવર ચુંથનાર ઢેઢ ભંગીઓ સાથે અડકાવવા માટે આકાશ પાતાળ એક કરે છે. ભગવાને સૃષ્ટિ રચી તેની સૂવ્યવસ્થા માટે પ્રાણીના ગુણ કર્મ અનુસાર ઉંચ નીચ વર્ણો બનાવ્યા છે અને તે તે વર્ણોના ધર્મ કર્મ ભગવાનની આજ્ઞાથી પ્રજાપતિ મનુ યાજ્ઞવલ્કય પરાશરાદિ ત્રિકાળદર્શી ઋષિ મુનિઓએ નક્કી કર્યા છે. લાખો અને કરોડો વર્ષથી તે હમણા સૂધી એટલે કે ગાંધીજીના પનોતા પગલા થયા અગાઉ ધર્મશાસ્ત્રાનુસાર સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેક હિંદુઓ બરાબર માનતા આવ્યા છે ને પાળતા આવ્યા છે પણ હમણા તેમાં ગાંધીને તિરસ્કારની ગંધ આવી છે અને તે ગંધ હાલના કહેવાતા લોકનાયકો, સંસાર બિગાડકો, આર્યસમાજીસ્ટો તથા બ્રહ્મોસ્માજીસ્ટો વગેરેના હૃદયમાં તત્કાળ ઘુસી ગઇ છે. હિંદુ ધર્મના વિરોધી એવા ક્રિશ્ચિયનો

તથા મુસલમાનો આજ સૂધી હિંદુ ધર્મશાસ્ત્રોને તથા ઋષિ મુનિઓને નિંદતા અને વિધ વિધ આક્ષેપો મૂકતા હતા તેનાથીય આગળ વધી ગાંધીજીએ શાસ્ત્રોને ક્ષેપક, કલંકિત, સેતાની અને સ્વાર્થી બ્રાહ્મણોના બનાવેલા જાહેર કરવાની ધૃષ્ટતા છેડેચોક કરવા માંડી છે.

આચાર્યો, રાજાઓ અને પ્રજાના પ્રમાદથી ગાંધીજીની અંત્યજ સ્પર્શની અધમતા ભરી ચળવળ આગળ લંબાવા લાગી છે. પ્રથમ તો તેઓ માત્ર અંત્યજોને અડકવાનો બાધ કાઢી નાંખવાનું કહેતા હતા હવે આગળ વધી-સભા, સોસાઇટીઓ, કાઉન્સિલો, નિશાળો કુવાઓ દેવમંદિરો સુદ્ધાંમાં ઢેઢાઓને દાખલ કરવાનો દુરાગ્રહ કરી રહ્યા છે. તેની ચળવળ પર ધર્મનો ઓપ ચઢાવી તેણે અજ્ઞાન અને નાસ્તિકોને એટલા તો અવિચારી અને ઉદ્ધત બનાવ્યા છે કે તેઓ આર્યસમાજીસ્ટો અને ખ્રિસ્તી મુસલમાનોની આગેવાની હેઠળ વાઇકોમમાં ઉંચ વર્ણના હિંદુઓના ખાનગી રસ્તાઓપર ઢેઢાઓને ચલાવી મંદિરોમાં ઘુસાડવા મથી રહ્યા છે. તેમ કલકત્તા પાસેના પ્રસિદ્ધ તારકેશ્વર મહાદેવના મંદિરમાં બાબુ દાસ પ્રથમ મહંતના દુરાચારની વાતો કરતા હતા તે હવે મંદિરમાં ઢેઢભંગીનો પ્રવેશ કરાવી મંદિરનો કબજો લેવા મથન કરે છે. આટલી હદ સૂધી હિંદુઓ પર બળાત્કાર ગુજારી સનાતન ધર્મનું હનન કરનારાઓ ચોખ્ખા આતતાયીજ કહેવાય. આતતાયી સિવાય એ હિંદુધર્મદ્રોહીઓને માટે બીજું કાંઇ વિશેષણજ નથી અને ધર્મશાસ્ત્રમાં સ્પષ્ટ આજ્ઞા છે કે એવા આતતાયીનું તિરસ્કાર અને બહિષ્કારરૂપી હનનજ કરવું.

આલોક પરલોકનું સુખ ઇચ્છનાર હિંદુઓએ અંત્યજ સ્પર્શની હિમાયત કરનાર પાખંડીઓની જાળમાં ન સપડાતા

ધર્મનું સાવધાનતાથી રક્ષણ અને પરિપાલન કરવા દત્ત ચિત્ત રહેવું ઘટે. અધર્મી અને પાપી લોક પૃથ્વીપર ઝાઝો વખત ટકી શકતા નથી. તેનાં દુષ્ટ કર્મનું ફળ તેને અવશ્ય ભોગવવુંજ પડે છે. લોભ લાલચ ભય કે એવીજ કોઇ નબળાઇને આધીન થઇ કદી કોઇએ અધર્મને માર્ગે ઘસડાઇ અધોગતિ વ્હોરી લેવી નહિ. ધર્મશાસ્ત્રો પ્રત્યે કદી શંકાશીલ થવું નહિ કારણ કે શાસ્ત્રો ત્રિકાલાબાધિત છે. તે આજકાલના ભાંડ ભવૈયા જેવા ધૂર્ત અર્ધદગ્ધ ઢોંગી કે પામરોએ રચેલા નથી, પણ ત્રણ લોકને નવા ઉત્પન્ન કે લય કરી શકે એવી અદ્ભુત શક્તિ ધરાવનારા સમર્થ ઋષિમુનિઓના બનાવેલા છે. શાસ્ત્રમાં મનુ ભગવાન સ્પષ્ટ આજ્ઞા કરે છેઃ—

**दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ।**
**शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुद्धयति ॥**
**आचम्य प्रयतो नित्यं जपेदशुचि दर्शने ।**
**सौरान्मन्त्रान्यथोत्साहं पावमानीच शक्तितः ॥**

અર્થાત્ ચંડાળ–ઢેઢ, રજસ્વળા સ્ત્રી, પતિત, સુવાવડી અને શબ આટલાને સ્પર્શ કરનારો તથા તેનો સ્પર્શ કરનારો સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

ઢેઢ ચંડાળ વિગેરે અપવિત્ર લોકોના દર્શન થઈ જાય ત્યારે પુરૂષે સાવધાન થઇને આચમન કરવું અને પોતાની શક્તિ તથા ઉત્સાહ પ્રમાણે **उदुत्यं जातवेदसं** વગેરે સૂર્યના મંત્રોનો અને **स्वादिष्ठया** વગેરે પવમાન મંત્રોનો જપ કરવો.

તેવીજ રીતે પારાશર ઋષિ આજ્ઞા કરે છે કેઃ—

**श्वपाकं वापि चण्डालं विप्रः संभाषते यदि ।**
**द्विज सम्भाषणं कुर्यात्सावित्रीं तु सकृज्जपेत् ॥**
**चण्डाल दर्शने सद्य आदित्यमवलोकयेत् ।**
**चण्डालस्पर्शने चैव सचैलं स्नानमाचरेत् ॥**
**चण्डाल भाण्डसंस्पृष्टं पीत्वा कूपगतं जलम् ।**
**गोमूत्रयावकाहारस्त्रि रात्राच्छुद्धिमाप्नुयात् ॥**

અર્થાત્ શ્વપાક કિંવા ચંડાળની સાથે જો બ્રાહ્મણ ભાષણ કરે તો તેણે પ્રાયશ્ચિત્તને માટે સારા વેદવેત્તા બ્રાહ્મણની સાથે ભાષણ કરવું અથવા તો ગાયત્રી મંત્રનો એકવાર જપ કરવો.

અંત્યજ નજરે પડે તો તત્કાળ સૂર્યના દર્શન કરવા અને સ્પર્શ થઈ જાય તો વસ્ત્ર સહિત સ્નાન કરવું.

જે કુવાના પાણીનો ચંડાળના વાસણે સ્પર્શ કર્યો હોય એવું પાણી પીવામાં આવે તો ગોમૂત્રમાં જવનો લોટ મેળવીને ત્રણ દિવસ ખાવો એટલે શુદ્ધિ થાય છે.

ઉપર પ્રમાણે શાસ્ત્ર આજ્ઞા છે. જે તેનું પાલન કરે છે તે સ્વર્ગે જાય છે ને જે તેનું ઉલ્લંઘન કરી મરજી મુજબ વર્તે છે તે નરકના દારૂણ દુઃખ ભોગવે છે. સ્નાનથી પરવારી સેવા સંધ્યા કરતી વખતે પોતાના સગા ભાઇ પુત્ર કે પિતાને અને રજસ્વલા થયેલી માતા પત્ની ભગિની કે પુત્રીને આપણે હિંદુઓ સ્પર્શ કરતા નથી તેથી કાંઇ તેઓનો તિરસ્કાર થયો એમ કોઇ ગાંડો પણ કહે કે માને નહિ તો પછી અંત્યજ-ઢેઢ ભંગી ચમારને નહિ અડકવામાં તિરસ્કાર ક્યાંથી આવ્યો ? અંત્યજોનો તિરસ્કાર અને

દુર્ગતિ તો તેને સ્પર્શ કરવા કરાવવાની અવિચારી હિલચાલ કરનારા દુષ્ટ વર્ણસંકરોજ કરે છે. ગામડાઓમાં ઢેઢને નહિ અડકવાનો ધાર્મિક નિયમ પાળનારા હિંદુઓ જ્યારે પોતાને ત્યાં લગ્ન કે એવાજ કોઈ પ્રસંગ આવે છે ત્યારે ઢેઢ ભંગીને કપડા, અન્ન તથા દ્રવ્ય આપી ખુશી કરે છે અને ઉમરના પ્રમાણમાં માન આપી બોલાવે છે એટલે કે અંત્યજ પોતાથી મોટી વયનો હોય તો મેઘાભાઇ કે મેઘા કાકા કહી બોલાવે છે, જ્યારે ઢેઢ સ્પર્શ કરવાનો મિથ્યા બકવાદ કરનારાઓ તો તેવા ગરીબ મેલા ઘેલા અંત્યજને કાંઈ અન્ન દ્રવ્ય આપવું તો બાજું રહ્યું પણ વાણીથીય સત્કાર કરતા નથી. ધર્મનિષ્ટ હિંદુઓની માફક અંત્યજો પણ પોતાની ફરજ સમજી તેમને અવળે રસ્તે ઘસડનાર ઉલ્લુઓના સંસર્ગથી બચી ધર્મવ્યાધની જેમ પોતાના જાતિ કર્મ આચરી પ્રભુ સ્મરણ દ્વારા સદ્‌ગતિ મેળવે એવી અમારી તેઓને ખાસ ભળામણ છે. ભંગી ઢેઢ ચમારોની કુલ સાત કરોડની સંખ્યા કહેવામાં આવે છે તે તદ્દન ખોટી ગપ છે. અંત્યજોની સંખ્યા વધારેમાં વધારે ૪૦ લાખ છે અને તે અમે પૂરવાર કરવાને તૈયાર છીએ. ધર્મ દ્રોહીઓ બીજી ગપ એ હાંકે છે કે અંત્યજોની આટલી મોટી સંખ્યાને આપણે નહિ મેળાવી લઇએ તો પરજાતિવાળા લોક તેઓનામાં ભેળવી આપણી વિરૂદ્ધ ઉતારશે અને સ્વરાજ્ય દૂર જશે. એનો ઉત્તર એ છે કે સ્વરાજ્ય કોઇને અડકવાથી નથી મળતું પણ ધર્મ બળ બુદ્ધિ પરાક્રમથી હસ્તગત થઈ શકે છે. પરજાતિવાળા લોક ઢેઢને તો શું પણ જો હિંદુઓ અને તેઓના ધર્માચાર્યો નહિ જાગૃત્ થાય તો ઉંચ વર્ણના હિંદુઓને પણ વટલાવશે.

# હિંદુ લોજો અને હોટલો.

**आचारः प्रथमो धर्म्मः श्रौतः स्मार्त्त सतां मतः ।**
**तस्मादेतत्सायुक्तं गृह्णीयादात्मनोद्विजः ॥**

આચાર એ આપણો હિંદુઓનો મુખ્ય ધર્મ છે. જેનામાં આચાર નહિ તે હિંદુ નહિ પણ પશુ. એવા પશુ કોટિના હિંદુ અત્યારે પોતાને ભણેલા કહેવરાવી સ્વજાતિના ગુણ ત્યજી અનાચાર કરવા લાગ્યા છે. સંસાર કુધારકો તથા અનાર્ય શંભુમેળો–બ્રધરહુડ કરનારા વગેરેએ હિંદુઓને આચારથી ભ્રષ્ટ કરવાના ઘણાય ફાંફાં માર્યા પણ તેઓના જેવીજ અનાચારી કોઈ કોઇ છૂટી છવાઈ વ્યક્તિ ગુપ્ત રીતે રહેલી હતી તેને આકર્ષવા સિવાય કુધારકોને હિંદુ ધર્મ પ્રેમી લોકોએ જરાય મચક આપી નથી.

છતાં હમણાના હિંદુ લોજો અને હોટલો સગવડ સાચવવાને બહાને અનર્થ બહુ કરી રહેલ છે. મુબઈમાં અનેક લોજ અને વીશીઓ છે. નોકરીઆત વર્ગ હિંદુ યુવકો સાધનના અભાવે કે નવી નવી પ્રકારની સ્વાદીષ્ટ વાનીઓ આરોગવાના હેતુથી આજકાલ હોટલો અને લોજોમાં બહુ જાય છે. અમદાવાદ મુંબઇ જેવા શહેરમાં જે વાંઢા હોય, જેના ઘરમાં સ્ત્રી વર્ગ ન હોય તેઓ હાથે રસોઇ કરવાનું રાખે અથવા હાથે ન બને તો દશ બાર જણ મળી રસોઇઓ રાખી ભાગે પડતું ખર્ચ વહેંચી લઈ જમવાનું રાખે તો ધર્મ ને આરોગ્ય બન્ને સચવાય; પણ તે રીત પસંદ ન કરતાં તેઓ લોજોમાં દરોડો પાડે છે. લોજવાળા આ

દરોડાને જીરવી શકતા નથી. તેઓ ચાર હાથની પોતડી પહેરી મફત કે બે ચાર રૂપિયામાં કામ કરી કરી ઘસાઇ ગયા હોવાથી એકાએક અતિ ઘણી આવક અને ખુશામત થતાં સાતમે આસમાન ચડે છે. અધુરામાં પુરૂં કોઇ કોઇ લોજવાળાના હૃદયમાં અનાર્ય સમાજનો સુધારો, યુરોપીઅનોની માફક બધા લોજ એક હાથ કરી લઇ જમનારાઓને વિશેષ પરાધીન બનાવી મનમાન્યો લાભ મેળવવાની પણ મહત્વાકાંક્ષા હોય છે. તેમ શેર બજારમાં સટ્ટા કરી કરોડપતિ કે ધૂળપતિ થવાની તજવીજ પણ કેટલાક કરી રહ્યા હોય છે.

લોજવાળાઓમાંથી ઘણાખરા એવા તો તુમાખી બેદરકાર બની ગયા છે કે તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે લોજ બંધ રાખે, ધર્મની પરવા ન કરતાં બ્રાહ્મણ વાણિયા લુવાણા તથા શૂદ્ર વર્ણને એકજ પંક્તિમાં એક હાથનું પણ અંતર રાખ્યા વિના પાસે પાસે બેસાડી વટલાવે, અને શાક ભાતમાં કોઇ કોઇ વખત ઇળો નીકળે, પાંચસો પાંચસો જમનારાની સંખ્યા થઈ જવાથી હાથથી લોટ બંધાય નહિ તેથી રસોઇયાઓ ગોઠણ કે પગવતી લોટને મસળે એટલે તેનો પરસેવો મળમૂત્ર કે રોગ હોય તો તેની રસી લોટમાં મિશ્રણ થતાં જમનાર ભ્રષ્ટ બની મરે તેનું લોજવાળાને શું ? ચટણી રાયતાં ફરસાણ મીઠાઇ ઉપરા ઉપરી ખવરાવી જમનારના શરીર બગાડે પણ સાદી થોડી ઉત્તમ ચીજો આપી ચાર્જ ઘટાડે નહિ. સો માણસને જમવાની જગામાં પાંચસો ભરાય એટલે જમનારને બબ્બે કલાક ખોટી થવું પડે અને જમવા બેસે એટલે રોટલી માટે અડધો કલાક રાહ જોઇ બેસવું પડે.

કાચું પાકું આવે અને જમનાર કાંઇ બોલે તો લોજવાળો તુરત તેનું અપમાન કરી ખાતાં ખાતાં તેને ભાણેથી પણ ઉઠાડી મૂકે.

જેવી રીતે લોજેવાળા અનાચાર કરે છે તેવીજ રીતે હોટલોવાળા પણ કરે છે. એકજ ટેબલપર બેસી બ્રાહ્મણ હજામ ચા પુરી શાક ખાય છે. નોકરો એનાએ એંઠા જુઠા કપ રકાબી ધોવાયા ન ધોવાયા આપી જનારાઓને ભ્રષ્ટ કરે છે એટલુંજ નહિ પણ કોઇ માણસને ક્ષય ચાંદી કે એવુંજ કોઈ ચેપી દર્દ થયું હોય તો તે કપ રકાબી વાપરનારને લાગુ પડી શકે છે હોટલમાં ચા પુરી શાક બનાવવાવાળા અને પીરસવાવાળા હલકી જાતિના હોય અને તેના હાથનું બનાવેલું ખાણું ખાઇ ભ્રષ્ટ થવું, રોગ લેતાં આવવું અને પૈસા બમણા ચારગણા આપવા એ કુબુદ્ધિનુજ કામ છે. લોજહોટલવાળા તો સ્વાર્થબુદ્ધિએ ગમે તેમ લોભાવે પણ માણસોએ પોતાનું હિત સંભાળવું ઘટે છે. એક વખત અમદાવાદની હોટલમાં ચાની કીટલી રાત રાખી ઉઘાડી રહેવાથી તેમાં ઢેઢગરોળી પડી મરી ગયેલી. હોટલ સવારમાં ઉઘડતા બે કમ્ભાગ્ય ભૂખ્યા તરસ્યા જીવે આવી ચા માગ્યો. મરેલી ઢેઢ ગરોળીવાળી કીટલીમાંથી ચા મળ્યો, પીધો અને ત્યાંજ ઢળી પડયા. એ ઢળી પડયા તે પહોંચી ગયા તેના દાદા પરદાદા પાસે. આમ કેટલીક વખત શરીરને પણ જોખમ પહોંચે છે. સાધારણ બુદ્ધિથી વિચાર કરીએ તો પણ ત્રાંબાના વાસણમાં દૂધ પડે એટલે તે ઝેર જેવો વિકાર ઉત્પન્ન કરે છે. હવે લોજવાળા મોટે ભાગે ત્રાંબાની કીટલી રાખી ચા આપે છે એ શું હાથે કરીને ચા પીનારા પોતાનું મોત માગતા નથી? ખરેખર અજાયબીની વાત તો એ

છે કે મનુષ્યની બુદ્ધિ આટલી હદ સુધી કેમ હરાઇ ગઈ હશે કે તેને પોતાનું શરીર ધર્મ તથા દ્રવ્યના રક્ષણ કરવાનું પણ ભાન રહ્યું નથી? કાળ તારી ગતિ અગમ્ય છે. તેં પરીક્ષિત રાજા જેવા ધર્માત્માના શરીરમાં પ્રવેશ કરી બુદ્ધિમાં ભ્રમ ઉત્પન્ન કર્યો હતો તો આજકાલના ક્ષુદ્ર જંતુ જેવા અલ્પમતિ વ્યસનદાસો મોહ પામે એમાં શંકા કિંવા આશ્ચર્ય શું?

## સદસદ્વિવેક બુદ્ધિ અથવા અંતઃકરણનો અવાજ.

મનુષ્ય અલ્પજ્ઞ છે, ભૂલથી ભરેલો છે, તેથી તરંગીપણે વર્તવામાં ઠામ ઠામ ઠોકર ખાય છે. અર્જુન જેવો જ્ઞાની વારંવાર મોહવશ થઇ જતો હતો તો આપણા જેવા અજ્ઞાનોનું શું ગજું? એ વિષયમાં અર્જુનેજ ભગવાનને પૂછ્યું છે કે સારા નરસું કિંવા કર્તવ્ય અકર્તવ્યનો નિર્ણય કરવા માટે મારે શું કરવું? ભગવાને ઉત્તર આપતાં જણાવ્યું છે કે જયારે તને કોઇ વિષયમાં શંકા ઉઠે ત્યારે તારે ધર્મશાસ્ત્રો તપાસવા અને તેમ ન બને તો શાસ્ત્રજ્ઞ વિદ્વાન્ પાસે જવું. તેને દંડવત કરી વિનયથી શંકા નિવેદન કરવી અને તેઓ શાસ્ત્ર દૃષ્ટિએ જે આજ્ઞા આપે તે પ્રમાણે તારે વર્તવું; પરંતુ કદાપિ સ્વચ્છંદે વર્તવું નહિ.

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्य व्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्र विधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥**

અર્થાત્ આ કરવા યોગ્ય છે અને આ કરવા યોગ્ય નથી, એનો નિર્ણય કરવામાં તારે શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણાદિને પ્રમાણ ગણવા અને ધર્મશાસ્ત્રોએ કહેલું કર્મ જાણીને કર્માધિકારી થયો થકો તું અધિકાર પ્રમાણે કર્મ કરવાને યોગ્ય છે.

હિંદુ પ્રજા ઉપરોકત ભગવદ્ વાકયને અવલંબી પોતાનું જીવન ગુજારે છે તેને ગાંધીજીએ બહેકાવી સદસદ્ વિવેક બુદ્ધિ અથવા અંતઃકરણના અવાજ પ્રમાણે ચાલવાનો મિથ્યા ઉપદેશ આપી ભયંકર અનર્થ કરી મૂકયો છે. ભોળા અજ્ઞાન વિદ્યાર્થીઓને તથા લોકોને નિશાળો છોડવાની બાબતમાં તથા ઢેઢને અડવાના વિષયમાં તેમજ ધારાસભા કોર્ટ આદિ બોયકોટ કરવા માટે શિક્ષકો, માતા પિતા કે ધર્મશાસ્ત્રોને ન ગણકારતા અંતઃકરણના અવાજ પ્રમાણે વર્તવાનું તેણે જણાવ્યું છે. જો ગાંધીજીનું કહેવું સત્ય હોય તો તેના કહ્યા પહેલા વસ્તુતઃ સો અંતઃકરણના અવાજ પ્રમાણે વર્તતાજ હતા, પરંતુ પોતાનું મંતવ્ય સિદ્ધ કરવા સારૂ લોકોનો તે હક્ક છિનવી લઇ અર્થાત્ લોકોનું અંતઃકરણ હરી લેઇ પોતાના અંતઃકરણના અવાજ પ્રમાણે વર્તાવી પિતા પુત્ર વચ્ચે, પતિ પત્ની વચ્ચે, ભાઈ ભાઇ વચ્ચે, મિત્ર મિત્ર વચ્ચે અને ગુરૂ શિષ્ય વચ્ચે તેણે વૈમનસ્ય કિંવા ભારે કલહ કરી મૂકયો છે. જો અંતઃકરણની મરછા પ્રમાણે વર્તવામાંજ મનુષ્યનું શ્રેય હોય તો દારૂડીયો દારૂ પીયે છે, વ્યભિચારી વ્યભિચાર કરે છે, જુગારી જુગાર રમે છે, ચોર ચોરી કરે છે વગેરે દુરાચારીઓ સો પોત પોતાના અંતઃકરણના અવાજ કિંવા સદસદ્ વિવેક બુદ્ધિ પ્રમાણે દુરાચાર કરે છે તેઓને શા માટે શિષ્ટ પુરૂષોએ સદ્બોધ આપી

અટકાવવા જોઇએ! ગાંધીના કહેવા પ્રમાણે તો તેઓ ઉચિત વ્યવહાર કરે છે એમ ઠરવું ઘટે, પરંતુ તેને કોઇ ઉચિત ગણતું નથી. મન કિંવા અંતઃકરણ તો એવા છે કે જે તેની નજરે પડે, જે તર્કમાં આવે તે કરવા લલચાય છે. સારૂં, લોક હિતકારી કાર્ય તર્કમાં આવ્યું હોય તો ઠીક નહિતર કોઇને એમ અંતઃકરણમાં અવાજ ઉઠયો કે આખી પૃથ્વીનું દ્રવ્ય અને ઉત્તમોત્તમ ભોગ્ય વસ્તુઓ જેની પાસે હોય તેની પાસેથી ઇચ્છાએ કે બળાત્કારે સંપાદન કરી હું ભોગવું અને સૌ મને ઇશ્વર ગણી પૂજે તો શું તેને તેમ કરવા દેવું? અર્થાત્ દરેક બુદ્ધિમાન્ પુરૂષ તત્કાળ તેવા દુષ્ટ વિચારવાળાને ગાંડો બેવકૂફ સમજી તિરસ્કારશે; તદ્વત્ ગાંધીજીના અંતઃકરણના અવાજ કે સદસદ્ બુદ્ધિનું થવું જોઇએ.

સત્ય કહીએ તો અંતઃકરણના અવાજની હિમાયત એ એક પ્રકારનો દંભ-ઢોંગજ પૂરવાર થયેલ છે. ગાંધીએ પોતાનો કક્કો ખરો કરાવવા માટે જયાં સૂધી કોંગ્રેસાદિ સંસ્થા પોતાના કબજામાં નહોતી આવી ત્યાંસૂધી તેની હિમાયત કરી હતી અને પછી તે સ્વાધીન થતાં તેણે કોંગ્રેસની આજ્ઞા નહિ માનવામાં પાપ અને દેશદ્રોહ જણાવ્યો છે. કેટલાક સ્વતંત્ર બુદ્ધિના દેશભકત વકતાઓએ કોંગ્રેસ અને સભાઓમાં પોતાના અંતઃકરણના અવાજ પ્રમાણે ગાંધીને મહાત્મા ગાંધી ન કહેતા મી. ગાંધી કહ્યા એથી અંધ-શ્રદ્ધાળુ લોકોએ ગાંધીજીની હાજરીમાંજ તેઓનું અપમાન કરી પરાણે મહાત્મા ગાંધી કહેવા ફરજ પાડેલી છતાં અંતઃકરણનો

અવાજ અને સદસદ્ વિવેક બુદ્ધિનો હિમાયતી મહાતમા લોકોને વારતો નથી કે તે તેના અંતઃકરણના અવાજ પ્રમાણે કહે છે માટે કહેવા દો. મતલબ કે અજ્ઞાન લોકોને અંતઃકરણના અવાજ અનુસાર ચાલવાનું કહેવું એ એક અવિચારી ઉપદેશ છે, તેમાં ચોખ્ખું પાખંડ રહેલું છે; માટે પોતાનું હિત ઇચ્છનાર સમજુ માણસોએ તેવી અનર્થકારી વાત ન સાંભળતા કે સ્વીકારતા ધર્મશાસ્ત્ર, ગુરૂ અને માતાપિતા વડીલોનીજ આજ્ઞાને અનુસરવું.

---

## અહિંસાનું સત્ય સ્વરૂપ.

शस्त्रं द्विजातिभिर्ग्राह्यं धर्मो यत्रोपरुध्यते ।
द्विजातीनां च वर्णानां विप्लवे कालकारि ते ॥
आत्मनश्च परित्राणे दक्षिणानां च सङ्गरे ।
स्त्री विप्राभ्युपपत्तौ च घ्नन्धर्मेण दुष्यति ॥

પ્રાણી માત્રે મન વાણીને કર્મથી અહિંસક રહેવું જોઇએ. પશુ પક્ષી કે મનુષ્યને કોઇ પ્રકારની ઇજા ન કરવી જોઇએ. અહિંસાનું વ્રત યથાર્થ રીતે પાળનાર સિંહ જેવા વિકરાળ જાનવર ઉપર પણ કાબુ મેળવી શકે છે. અહિંસા વ્રતધારી પુરૂષો આગળ સિંહ વાઘ તેની મદોન્મત્તતા છોડી બકરા જેવા નમ્ર બની જાય છે. અહિંસા પાળનારો પ્રાણીમાત્રનો મિત્ર બને છે ને પ્રાણીમાત્ર તેનું હિતચિંતક બને છે. અહિંસા વ્રત રાખ-

નારનો જેમ મૃત્યુ લોકપર વિજય થાય છે તેમ સ્વર્ગમાં પણ તેને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. હિંદુ ધર્મ શાસ્ત્રમાં અહિંસાનું બહુ બહુ મહાત્મ્ય વર્ણવાયું છે, ને પ્રાયઃ હિંદુ પ્રજા તે પ્રમાણે વર્તી પણ રહી છે.

પરંતુ અહિંસાના પણ પ્રકાર છે. યજ્ઞ નિમિત્તે હિંસા થાય એ હિંસા ગણાતી નથી, કિંતુ અહિંસા–પુણ્ય ગણાય છે; કારણ કે જો યજ્ઞ યાગ ન કરાય તો દેવતાઓ પ્રસન્ન ન થાય ને વરસાદ ન વરસાવે એમ શાસ્ત્રકારો કહે છે. ક્ષત્રિયો વન જંગલોમાં જઇ સિંહ વાઘનો શિકાર કરે એમાં દોષ મનાતો નથી પણ તે તેનો વાસ્તવિક ધર્મ મનાયો છે. જો ક્ષત્રિય રાજાઓ શિકાર ન કરે તો તેનામાં યુદ્ધ તાલીમ નષ્ટ થાય, ક્રૂર પશુઓ લોકોમાં રંજાડ કરી મૂકે, બળવાન રાજા યુદ્ધ તાલીમ વગરના નિર્બળ રાજાપર આક્રમણ કરી તેને પરવશ બનાવે. તેમ પોતાના અંગપર કે માતાપિતા ગુરૂ સ્ત્રીવર્ગ દેવમંદિર કે કે ગાય ઉપર કોઈ દુષ્ટ અત્યાચાર ગુજારે ત્યારે તેની હિંસા–ઘાત કરવામાં પાપ મનાયું નથી પણ પુણ્ય–અહિંસા સિદ્ધ થઇ છે. આતતાયી ( આગ લગાડનાર, ઝેર આપનાર, હાથમાં હથિયાર લઇ સામો થનાર, ધન ચોરનાર, ભૂમિનું તથા સ્ત્રીનું હરણ કરનાર આ છ આતતાયી ગણાય છે. ) જો સામો મારવા માટે આવતો હોય તો તેને વિચાર કર્યા વિનાજ મારવો. આતતાયીને મારવામાં મારનારને જરા પણ દોષ લાગતો નથી એમ શાસ્ત્ર ખુલ્લે ખુલ્લું કહે છે. આપત્કાળના પ્રસંગમાં પણ મહર્ષિ મનુ, બૃહસ્પતિ વિષ્ણુ આદિ શાસ્ત્રકારોએ આ પ્રમાણે છૂટ મુકી છેઃ—

"જ્યારે સાહસિક લોકોના બળથી ધર્મનો માર્ગ બંધ થાય-રોકાય અથવા સમયના પ્રવાહથી વર્ણ વિપ્લવ થવા માંડે (જેમ હમણા થઈ રહ્યો છે) ત્યારે ધર્મની રક્ષાને માટે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય વગેરે દ્વિજાતિઓએ શસ્ત્ર-હથિયાર ધારણ કરવા જોઇએ. પોતાની રક્ષા માટે, ન્યાયપૂર્વક યુદ્ધ અને સ્રીઓ તથા બ્રાહ્મણોની રક્ષા માટે ધર્મપૂર્વક પ્રાણીવધ કરવાથી દોષ લાગતો નથી."

"ગુરૂ, બાળક, વૃદ્ધ અથવા બહુશ્રુત બ્રાહ્મણ (જ્ઞાની મહાત્મા) પણ જો આતતાયી થઇ આવે તો વગર વિચાર કર્યે એનો નાશ કરવો જોઇએ. પ્રકટ અથવા ગુપ્ત રીતિથી આતતાયી-ને મારવામાં જરા પણ દોષ લાગતો નથી."

"ક્ષત્રિય પોતાના બાહુબળથી, વૈશ્ય અને શૂદ્ર ધનથી અને બ્રાહ્મણ જપ તથા હોમ હવનના બળથી આપત્કાળને હટાવે" વગેરે ધર્મશાસ્રોના પ્રમાણ છે. આ પ્રમાણોને જૈનો ન સમજે કે ન માને અને જેમ તેઓ રાજાઓ જંગલમાં શિકાર કરવા જતાં નકામો શોર બકોર કરી મૂકી કીડી મંકોડીને બચાવી મનુષ્યનો સ્વાર્થવૃત્તિથી નાશ કરવા તત્પર થાય છે તેથી તેમજ ગાંધીજીએ પણ અહિંસાનો અવળો ઉપદેશ કર્યો એથી પ્રજા નમાલી નપુંસક જેવી બની ગઇ છે. અહિંસા કે જે ધર્મ પ્રાપ્તિનું એક સાધન છે ને જેનો ઉપયોગ ઉપર પ્રમાણે શાસ્ત્ર વાક્યને અનુસરી કરવાનો છે તે ન સમજતા ગાંધીજીએ અહિંસાને ધ્યેય-જીવનનો મુખ્ય હેતુ છે એમ સમજાવી પ્રજાને તદ્દન બાયલી બનાવી દીધી છતાં પણ તેમાં ખુબી તો એ રહેલી છે કે અહિંસાના આંદોલનનો લાભ લઇ મુસલમાનો કે

ઇતર પરદેશી પ્રજા હિંદુઓપર હુમલા કરે, હિંદુઓની બેન દીકરીઓની આબરૂ ઇજ્જત લૂંટે, ગાયોની કતલ કરે, હિંદુઓને બળાત્કારે વટલાવે, મંદિરો અને દેવમૂર્તિઓ તોડે તો પણ હિંદુઓથી કાંઇ ન બોલાય. આત્મરક્ષણ કરવા માટેના સાધનોનો હિંદુઓથી, બિલકુલ ઉપયોગ ન થઇ શકે; એટલુંજ નહિ પણ અહિંસાના એના ( ગાંધીજીના ) એવા મિથ્યા ઉપદેશથી હિંદુઓએ ચૂપકી પકડી, મલબાર મુલતાન વગેરે સ્થળોમાં અત્યાચારો સહન કર્યા તેથી તેમાં પણ ગાંધીજીને હિંદુઓનાજ દોષની ગંધ આવી છે. ગાંધીજી પોતે અહિંસાના કટ્ટર હિમાયતી કહેવરાવતા હોવા છતાં લડાઇ વખતે સરકારને વિના શરતે રીક્રુટ આપવા નીકળ્યા હતા તેમ મુસલમાનોએ હિંદુઓપર જયારે જયારે અત્યાચારો ગુજાર્યા ત્યારે ત્યારે તે વિશે તેઓને હિંસા કરવા બદલ ઠપકો દેવાને બદલે તેઓનો બચાવ કરે છે એથી વિચારશીલ પુરૂષો તો તેને મહાન ધૂર્ત-હિંદુ પ્રજા અને સનાતન ધર્મનો શત્રુજ ગણે છે. અહિંસાની બાબતમાં લોકોએ કેમ વર્તવું તે વિષે ગાંધી જેવા કોઇ અવિચારીના વાક્યો પકડી ન બસતાં ઉપર પ્રમાણે શાસ્ત્રાજ્ઞાને હૃદયમાં ધારણ કરી વર્તવુ એજ વાસ્તવિક અહિંસા છે, ને એવી શાસ્ત્રોક્ત અહિંસાના પાલનમાંજ સત્ય શ્રેય સમાયલું છે.

## દાન અને જપ મહાત્મ્ય.

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।**
**देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥**

કલિયુગમાં લોકો આત્મકલ્યાણ–મોક્ષ માટે તપ યોગ યજ્ઞાદિ કઠિન સાધન ન આચરી શકે, કિંવા તે આચરવા અશકય છે એમ વિચારી પરમ કૃપાળુ મહર્ષિ વેદવ્યાસે દાન અને જપ આ સમયમાં ખાસ કરી કરતા રહેવાની લોકોને આજ્ઞા કરી છે. દાન આપવુંજ જોઇએ, એવો નિશ્ચય કરીને સામો ઉપકાર કરવાને અસમર્થ હોય એવા સુપાત્ર એટલે તપ તથા શાસ્ત્ર સંપન્ન બ્રાહ્મણને કુરૂક્ષેત્રાદિ પવિત્ર સ્થળમાં કોઇ પુણ્યવાળા પર્વને દહાડે જે દાન અપાય છે, તે દાન સત્વગુણી કહેવાય છે અને તે પ્રકારનું દાન એજ દાન કહેવાય છે ને તે દાતાને સદ્દગતિ અપાવે છે. પરંતુ અત્યારે દાન તો ઘણાં થાય છે પણ તેવા દેશ કાળને પાત્ર જોઇ સત્વગુણી દાન કવચિત્જ થતાં દ્રષ્ટિએ પડે છે. હમણા તો જે દાન થઇ રહ્યા છે તે ખણુધા કીર્તિની લાલસાથી અદેશ અકાળ અને અપાત્રેજ દાન થાય છે, જેથી કરનાર અને જેને કરવામાં આવે છે તે ઉભય નરકગામી થાય છે.

ગાંધીજીએ સ્વરાજ્ય હિંદી પ્રજાને ઘેર કરી દેવાને માટે કરોડો રૂપિયાનું દાન માગ્યું. લોકોએ તે વગર વિચાર્યું આપ્યું ને તે કયાં ખવાઇ તવાઇ ગયું તેનો પત્તો નથી. સરકારી શાળાઓ

શયતાની પાખંડી છે માટે તે ખાલી કરો ને રાષ્ટ્રીય શિક્ષણ શાળાઓ સ્થાપવા માટે દ્રવ્ય આપો. ભોળા ભલા લોકોએ અંધ શ્રદ્ધાથી તેમ કર્યું ને તે દાનની મોટી રકમોમાંથી "ગુજરાત વિદ્યાપીઠ" અર્થાત્ લાક્ષાગ્રહ નામની સંસ્થા ગાંધીના હાથે સ્થપાણી. ગુજરાત વિદ્યાપીઠમાં રાષ્ટ્રીય શિક્ષણ એટલે દેશને ઉપયોગી એવું ધર્મ સાથે વેપાર હુન્નર ઉદ્યોગ આયુર્વેદ ગણિત ઇતિહાસ અને ભાષાઓનું જ્ઞાન આપવું જોઇએ તેને બદલે મંગળાચરણમાંજ હિંદુઓને પતિત બનાવવા માટે ઢેઢાઓને દાખલ કરી, તેઓને ઉંચ વર્ણના હિંદુઓના છોકરાઓ સાથે બેસાડી રેંટીઓ કાંતવાનું નિરર્થક શિક્ષણ આપવું શરૂ કરી સૌને ભ્રષ્ટ અને મૂઢ બનાવ્યા છે.

આસ્તિક હિંદુઓના (મુસલમાનો તો હિંદુઓને દ્રવ્ય આપતા નથી. ઉલટું હિંદુઓએ મૂર્ખ બની ખિલાફતના ફંડમાં આપ્યું તે છોટાણી જેવા લાખો રૂપિયા ગરપ કરી ગયા) દાનનો વિદ્યાપીઠ સ્થાપવાથી કેમ જાણે પૂરો ઉપયોગ ન થયો હોય તેમ સમજી ગાંધીજીએ તેના પેટામાં "ગુજરાત પુરાતત્ત્વ મંદિર" નામની સંસ્થા ખોલી છે. એ સંસ્થામાં જૈનોથી બહિષ્કૃત એવા એક સાધુને તથા બે ત્રણ બુદ્ધિસ્ટ તથા નાસ્તિક મતવાદીઓને કાર્યકર્તા તરીકે ગાંધીજીએ યોજયા છે. હિંદુઓના દાનના પૈસા વડે જયારે એ સંસ્થાના કાર્યવાહકોએ જૈન તથા બુદ્ધ ધર્મને લગતા પુસ્તકો સાત આઠ પ્રકટ કર્યા એટલે કેટલાક હિંદુઓએ તેઓને પ્રશ્નો કર્યા કે તમે આવું હિંદુ ધર્મ વિરૂદ્ધ સાહિત્ય પ્રકટ કરો છો પણ હિંદુ ધર્મનું કેમ કરતા નથી? ઉત્તરમાં તેઓએ જણાવ્યું

કે એ પણ થઇ રહ્યું છે. તેમના કહેવા મુજબ હમણા તેઓ તરફથી "આર્યોના તહેવારોનો ઇતિહાસ" એ નામનું એક પુસ્તક "ઋગ્વેદી" ની સંજ્ઞાથી લખાએલું પ્રકટ થયું છે તે અમે વાંચ્યું અને અમારા અનેક મિત્રોને પણ વંચાવ્યું. ગુજરાતી પ્રેસે જેમ "વ્રતરાજ" નામનું પુસ્તક પ્રકટ કરી તેમાં શાસ્ત્રોક્ત દૃષ્ટિએ હિંદુઓના વ્રતો, તેનું મહાત્મ્ય, વિધિ વગેરે બતાવ્યા છે તેમ તેથી ઉલટુંજ આ "આર્યોના તહેવારનો ઇતિહાસ"માં નાસ્તિક બુદ્ધિએ હિંદુઓના તમામ દેવ દેવતા અવતારોને મિથ્યા કપોલ કલ્પિત ઠરાવવામાં આવ્યા છે. મત્સ્યાવતાર, વરાહાવતાર, નૃસિંહાવતાર, વામનજી, પરશુરામ, શ્રીરામચંદ્રજી, શ્રીકૃષ્ણ, આદિ ઇશ્વરના અવતાર નહોતા; પરંતુ ડારવીનના સિદ્ધાંતાનુસાર અથવા બુદ્ધ ધર્મ પ્રમાણે તેઓ સૃષ્ટિની ઉત્પત્તિનું ભાન કરાવનારા હતા એટલે કે માછલા, ડુક્કર, સિંહ, ઠીંગણો માણસ, તામસી માણસ, સ્ત્રીમાં મોહ પામેલો માણસ, રાજકાર્યે પટુતાવાળો માણસ વિગેરે ક્રમપૂર્વક જન્મી છેવટે પૂર્ણ પ્રજ્ઞારૂપે તો બુદ્ધદેવ થયા. તેમ રામાયણ તથા ભાગવતાદિ પુરાણોમાં શ્રીરામચંદ્રજીએ શલ્યાની અહલ્યા કરી, સમુદ્રમાં તરતો સેતુબંધ બાંધ્યો, શ્રીકૃષ્ણે કાલિયા નાગને નાથ્યો વગેરે ખોટી વાતો છે, લોકો જે પ્રમાણે તેનો અર્થ કરે છે તેમ થતો નથી અને ઘણી વાતો એ ગ્રંથોમાં પાછળથી ઉમેરાયલી છે. શ્રીરામચંદ્રજીએ કે શ્રીકૃષ્ણે ચમત્કારિક કાર્યો કર્યા તો જેસસ ક્રાઇસ્ટે, મહમદ સેલે કે યુરોપના શોધકોએ ટેલીફોન ગ્રામોફોનાદિ શોધી કયાં ચમત્કાર નથી કર્યા? તો તો તેઓને પણ ઇશ્વરના અવતાર માનવા જોઇએ વગેરે અત્યંત નીચતાભરી, હિંદુ ધર્મને કલંકિત

કરનારી, હિંદુ ધર્મ શાસ્ત્રોનું ખંડન કરી ઉગતી ઉછરતી પ્રજાને નાસ્તિક, અશ્રદ્ધાળુ, ધર્મદ્રોહી બનાવનારી વાતો એ પુસ્તકમાં આબેહુબ ભરી છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજી ( મહાપ્રભુજી ) જેવાના સંબંધમાં પણ એ દુષ્ટોએ કહેવાનું બાકી રાખ્યું નથી. એ પુસ્તકના ૨૨૨ પૃષ્ટપર તેઓ જણાવે છે કે "વલ્લભાચાર્યે લોકોમાં પુષ્ટિમાર્ગ નામનો સંપ્રદાય ચાલુ કર્યો અને વિષયોપભોગનું મહત્ત્વ વધાર્યું. રાધાકૃષ્ણની પૂજા કરવી અને નવવિધા ભક્તિથી તેમની આરાધના કરતી વખતે વિષયોપભોગને તિરસ્કારવો નહિ, એવું કહેવાથી વલ્લભીપંથ નીતિ માર્ગથી પડયો."

કહેવાનો ભાવાર્થ એ છે કે વગર વિચાર્યું અપાત્રે દાન કરવાથી ઉપર પ્રમાણે આપણાજ દ્રવ્યથી આપણોજ ઉચ્છેદ થાય છે; માટે દ્રવ્ય ખર્ચનારે–દાન કરનારે વિવેક રાખીને ધર્મનું સંરક્ષણ થાય તેવી સુપાત્ર ગો બ્રાહ્મણ હિતકારી સંસ્થા, પાઠશાળાઓને કે વ્યક્તિઓને પૂર્ણ તપાસી ખાત્રી કરી પછીજ દાન દેવું.

દાનની જેમ જપનો મહિમા પણ અગાધ છે. ચોવીશે કલાક દુન્યાના પ્રપંચમાં ગુંથાઇ લોકો અનેક સાચા ખોટા કરે છે, તેમાંથી હમેશા કલાક બે કલાક બચાવી મુંબઈની ભાટીયા મહાજન વાડીમાંની શ્રીમાન્ નરહરિ શાસ્ત્રીની ભગવદ્ગીતા પાઠશાળા જેવી સંસ્થામાં, શ્રીનર નારાયણના મંદિરમાંની શ્રીમાન્ જાદવજી મહારાજની ભજન મંડળીમાં કિંવા માધવબાગમાંની શ્રીમાન્ મગનલાલ શાસ્ત્રીની પાઠશાળામાં જઈ ભગવદ્નામ ઉચ્ચારે, ઉપદેશ સાંભળે કે ગીતાનું પારાયણ કરે તો તેના જેવું બીજું એકેય ફળદાયી નથી. ભગવાન્ મનુ કહે છે કેઃ—

**विधियज्ञाज्जपयज्ञो विशिष्टो दशभिर्गुणैः ।**
**उपांशुः स्याच्छतगुणः साहस्रो मानसः स्मृतः ॥**

અર્થાત્ કર્મયજ્ઞો કરતાં એટલે દર્શ, પૌર્ણમાસ નામના યજ્ઞો કરતાં જપયજ્ઞ દશગણો ઉત્તમ છે, ઉપાંશુ જપ એટલે પાસે બેનસારો પણ ન સાંભળે એવો જપ સોગણો ઉત્તમ છે તથા માનસિક જપ એટલે હોઠ હાલે નહિ તેમ મનમાં કરેલો જપ હજારગણો ઉત્તમ છે એમ જાણવું. આવા પ્રભાવવાળા દાન અને જપ કરવાનું છોડી જો તેને બદલે કોઈ ગાંધી જેવા મૂર્ખ રેંટીઓ ફેરવવાનો ઉપદેશ કરે તો માનવું કે તે પાગલ છે-શુદ્ધ બુદ્ધ રહિત છે.

મોક્ષના ધ્યેયવાળી હિંદુ પ્રજા સુપાત્રે દાન કરવાનું તથા હરિ નામનો જપ-ભક્તિ યથાશક્તિ અખંડિત કરતા રહી આલોક પરલોકનું સાર્થક ઉક્ત લખાણનું તાત્પર્ય સમજી કરતી રહે એવી પ્રભુ પ્રત્યે અમારી અભ્યર્થના છે.



# ખાદી અને રેંટીઆની ફીલસુફી.

સ્વતંત્રતાના સામ્રાજયમાં હિંદુઓ વિવિધ પ્રકારના હુન્નર ઉદ્યોગ અને વાણિજય ખીલવી પરદેશથી સંપત્તિ ઘસડી લાવતા હતા; પરંતુ જયારથી મુસલમાનોએ હિંદપર ઉપરા ઉપરી આક્રમણ કર્યાં અને હિંદુઓ માંહોમાંહની ફાટફુટને લઈ પરવશ બન્યા ત્યારથી વાણિજયને ધકકો ભારે પહોંચ્યો છે. મુસલમાન કાળમાં પ્રજાને ઘણું ઘણું સોસવું પડયું હતું છતાં લોકોમાં શૌર્ય અને વીર્ય ટકી રહ્યા હતા, પ્રજા હથિયાર બંધ હતી; પરંતુ અંગ્રેજી શાસનમાં તો તે પ્રજાની હરિફાઇ અને જબરજસ્તીને લઇ દેશના વેપાર ઉદ્યોગ કળા કૌશલ્ય સદંતર નષ્ટ થઈ ગયા છે. નિત્યની વપરાશની એવી નાની મોટી હરેક ચીજ પરદેશથી અત્યારે મંગાવવી પડે છે. દર વર્ષે ઓછામાં ઓછો દોઢ અબજ રૂપિયાનો માલ પરદેશથી હિંદમાં આયાત થાય છે. જેમકે કાપડ રૂ. ૬૦॥ કરોડનું, ખાંડ રૂ. ૩૦॥ કરોડની, દારૂ રૂ. ૩॥ કરોડનો, લોઢું રૂ. ૧૨॥ કરોડનું, રેલ્વે યંત્ર રૂ. ૧) કરોડના, રેશમ કાચુ રૂ. ૪॥ કરોડનું, દવા રૂ. ૪॥ કરોડની, કટલેરી રૂ. ૩॥ કરોડની, કાગળો રૂ. ૨॥ કરોડના, મીઠું રૂ. ૨॥ કરોડનું, જેલી બીસ્કુટ રૂ. ૨) કરોડના, તેજાના, રૂ. ૨॥ કરોડના, ઉનની બનાવટનો માલ રૂ. ૨॥ કરોડનો, મોટરો, સાઈકલો તથા એપરેટસો રૂ. ૨॥ કરોડના, સાબુ રૂ. ૧) કરોડનો, તમાકુ સીગરેટ રૂ. ૨॥ કરોડની, દીવાસળી રૂ. ૧॥ કરોડની તથા કાચ રૂ. ૧॥ કરોડનો વિગેરે અનેક વસ્તુ ખરીદી દેશ કંગાલ અને વધારે પરાધીન બનતો જાય છે.

યુરોપમાં લડાઇ સળગી ત્યારે ઉપર જણાવેલ દોઢ અબજ રૂપિયાની વસ્તુઓમાંથી ઘણીખરી આવતી અટકી ગઈ હતી. દેશના આગેવાનોએ તે વખતે જો મગજ ઠેકાણે રાખી દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરી ઉપાય લીધા હોત તો ઘણીખરી પરદેશી વસ્તુઓ આયાત થતી અટકી ગઈ હોત ને દેશને દરિદ્રતામાંથી બચાવી શક્યા હોત. જે જે ચીજ યુરોપ અમેરિકા જપાનથી હિંદમાં આયાત થાય છે તે તે મોટે ભાગે હિંદમાંથી ચડેલી કાચી વસ્તુની પાકી બની તેના પર અનેક ખર્ચ-મજુરી, નફા, નુર ચડી આયાત થાય છે, એટલે તે જો કાચી વસ્તુઓ દેશમાંજ રોકી પાકી બનાવાય તો આયાત કરવાની-મંગાવવાની બિલકુલ જરૂર પડે નહિ.

લોકમાન્ય તિલકે સ્વદેશીનું ખરૂં હાર્દ સમજી બ્રિટીશ ગુડઝ બોયકોટ કરવાની અને પરદેશથી મંગાવવી પડતી દરેક વસ્તુ દેશમાં બનાવવાની હીલચાલ ઉપાડી લીધી હતી પરંતુ દેશના દુર્ભાગ્યે તેઓ સ્વર્ગસ્થ થતાં ગાંધીજી સ્વરાજયની ચળવળના મોખરે આવ્યા ને તેમને બ્રિટીશ ગુડઝ બોયકોટની ચળવળમાં તિરસ્કારની ગંધ આવી. રાષ્ટ્રીય પક્ષના નેતાઓએ બ્રિટીશ ગુડઝ બહિષ્કાર કરવા માટે ઘણુંય મથન કર્યું પણ તિરસ્કારની ગંધવાળા ગાંધીજીએ તેને જરાપણ સ્થાન લેવા દીધું નહિ છતાં તેને પાટવી કુંવરના આગમન વખતેજ બ્રિટીશ કપડાં ગરીબોના અંગપરથી લાખો રૂપિયાના ઉતરાવી હોળી કરવાનું સૂઝયું. રીકુટ સમયની અહિંસાની જેમ આ વખતે વિલાયતી કાપડ બળાવી નાંખવામાં તેની તિરસ્કારની ગંધ ઉડી ગઇ

હતી. સ્વદેશી મીલ કારખાનાના ઉદ્યોગને પગભર થવાની જે ઉત્તમોત્તમ તક પ્રાપ્ત થઈ હતી તેને ન સાધવા દેતાં અર્થાત્ તે ખીલવવામાં તેણે ગુલામી જણાવી ખાદી અને રેંટીઆની ચળવળ અતિ ઉગ્ર વેગથી ચલાવવા માંડી.

ખાદી પહેરે, ખાસ કરી જે ગાંધીપંથી કુડતું ટોપી ઘાલી રેંટીઓ ફેરવે તેજ દેશભકત, તેજ સભામાં બેસી શકે, તેજ ભાષણ કરી શકે, તેજ કાંગ્રેસાદિનો સભાસદ થઇ શકે, પછી ભલે તે સંફેદ કુડતા ટોપીનો વેશધારી વિલાયતી બુટ પગમાં ઘાલી, વિલાયતી સીગરેટ મોંમાં ઘાલી, વિલાયતી દવા લોકોના પેટમાં ઘાલી, વિલાયતી મોટરમાં હરે ફરે ને ગમે તેવા દુરાચાર કરે તેની તેને પરવા નહોતી અને નથી. આ દંભમાં માન પાન મળતું હોવાથી તેમજ સ્વાર્થ સરતો હોવાથી ઘણાએ કેવળ દેખા-દેખીથી મોહથી અને લાલચ લોભ કે તિરસ્કારના ભયથી ખાદી પહેરી ઘરમાં રેંટીઆ વસાવી દીધા છે. આથી ખાદી તથા રેંટીઆ બનાવનારા અને વેચનારા ખૂબ કમાવા લાગ્યા છે. તેઓએ પ્રસંગને અનુકૂળ ધારી ખાદી રેંટીઆના ભાવ પણ મરજી મુજબ-એકના ત્રણ ગણા વધારી લાભ લીધો છે. ભણેલા ગણેલા વર્ગે ઉંચા ભાવની ખાદી વાપરવા માંડી એટલે ખાદી-પાણકોરાના ખરા વાપરનારા કણબી કોળી વગેરે ખેડુત વર્ગ જે તેના જાડા-ખેડના ધંધાને અનુસરી કાયમ ખાદી-પાણકોરૂ વાપરનારા હતા તેઓએ તે મોંઘા ભાવની ખાદી છોડી સસ્તા ભાવનો જાપાની લઠ્ઠો વાપરવા માંડયો છે. ઇશ્વરી નિયમ એવો છે કે મનુષ્ય હમેશાં સારૂં સુંદર સસ્તુ સમય સંજોગ તથા સ્થિતિને અનુસરતું વાપરવા ઇચ્છે છે.

શ્રીમંત વર્ગ અને રાજા મહારાજાઓ હમેશા સુંવાળા અને ઉંચી કિંમતના વસ્ત્રો વાપરે છે, મધ્યમ વર્ગ સાધારણ કિંમતના ને ગરીબ ઓછી કિંમતના લાંબો કાળ ટકે એવા મજબૂત જાડા કપડા વાપરે છે. તેમ માંગલિક પ્રસંગે લોકો રેશમી અને કિંમતી વસ્ત્રનો ઉપયોગ કરે છે, શિયાળામાં ઉનના લુગડા પહેરે છે ને ઉનાળામાં મલમલ જેવા પાતળા વસ્ત્ર પહેરવા એ સર્વ સાધારણ સ્વભાવ અને પ્રચલિત રીતિ છે પરંતુ એપર જાણી જોઇને દુર્લક્ષ કરી ગાંધીએ બધાને એક નાથે નાથવા માંડયા છે. આખા દેશમાં તેણે લોકોને ફતવાપર ફતવા મોકલાવ્યા કે ગમે તે સ્થિતિ અને સંજોગમાં તમે ખાદી પહેરો અને રેંટીઓ કાંતો. લગ્ન મરણ, શ્રીમંતાઇ ગરીબાઇ, રાગી વિરાગી, રાજા પ્રજા, સ્ત્રી, પુરૂષ, બાળક તમામે ખાદી પહેરી રેંટીઓ કાંતવો અને વણવું. તેણે ખાદી પહેરી રેંટીઓ કાંતવામાં સ્વરાજય મળવાનું, હૃદય શુદ્ધ થવાનું તથા જ્ઞાન, મોક્ષ વગેરે મળી જવાનું જણાવ્યું.

પાઘડી કે જે દેશનો ખરેખરો ભૂષણાસ્પદ પોશાક છે તે ત્યજાવી ખાદીના ટોપી કુડતું ધારણ કરાવવાથી તે ધારણ કરનારા જેલના કેદી જેવા કંગાલ બિહામણા લાગે છે. અમેરિકામાં એક સ્થળે કોઇ અમેરિકને સ્વામી રામને તેના શિર પરની પાઘડી સંબંધમાં પ્રશ્ન પૂછતાં સ્વામીએ જણાવ્યું કે અમે હાથ પગ વગેરે તમારૂં લઇશું પણ માથું–પાઘડી તો અમારૂંજ રાખીશું. માથું–પાઘડી કદાપિ બીજાનું નહિ લઇએ. લો. તિલકે પણ વિલાયતમાં તેજ પ્રમાણે વર્તન કર્યું હતું અર્થાત્ લોકમાન્યે પાઘડી શિરપરથી કદી ખસેડી નહોતી, પરંતુ મૂર્ખ

અને અંધ શ્રદ્ધાળુ લોકોએ તો રાષ્ટ્રીય પોશાક-પાઘડી વગેરેને છોડી કુડતું ટોપી પહેર્યો એટલુંજ નહિ પણ ગાંધીના કહેવાથી રેંટીઆનો વરઘોડો કાઢી રેંટીઆની પૂજા પણ કરી. જેમ તેણે દેવ દેવતાની પૂજાને ઠેકાણે રેંટીઆને સુદર્શન ચક્ર મનાવી, તેમાં વેદનું ગાન થતું જણાવી, પ્રભુ નામની માળા ફેરવવાને બદલે રેંટીઆથી-પ્રભુ-પ્રાપ્ત થવાનું જણાવી પૂજા કરાવનાર અને કોંગ્રેસની બેઠકમાં પ્રતિનિધિઓ પાસે જોડા કોથળીમાં નંખાવી ઉપડાવ્યા તેમ જો તેના જાતિ ભાઇ જગત્ ઉપકારી ઢેઢાઓના વિષ્ટાના ટોપલા પૂજવાનું મૂર્ખ અંધ-શ્રદ્ધાળુ લોકોને તેણે કહ્યું હોત તો પણ કેટલાય નાદાન્ બુદ્ધિના સ્વાર્થી દુષ્ટો તેમ કરવા પણ તત્પર થતે. બ્રાહ્મણ ઢેઢડીને પરણી શકે ને ઢેઢડી બ્રાહ્મણને પરણી શકે એ પ્રકારના મી. પટેલના વર્ણસંકર બીલની ચર્ચા નડીઆદમાં ચાલતી હતી, તે અરસામાં કોઇ અમદાવાદનો ફુલચંદ ગાંધી નામનો વાણીયો આવેશમાં આવી જાહેર સભામાં બોલી ઉઠયો હતો કે હું ઢેઢની છોકરી પરણવા તૈયાર છું; પરંતુ મુશ્કેલી એ થઇ કે તેને તેના જેવો ઢેઢમાંથી કોઇ વર્ણસંકર તેની દીકરી પરણાવવા તત્પર થયો નહિ.

બેલ ગાડાનું વાહન સસ્તું અને સારૂં છે છતાં મોટર છોડી કોઇ તેમાં મુસાફરી કરતું નથી, તેમ બંટી કોદરાનું ધાન સસ્તું છે છતાં તે ન ખાતાં સૌ દૂધપાક પુરીનું ભોજન પસંદ કરે છે; તેવીજ રીતે ખાદી અને રેંટીઆના સંબંધમાં સમજવાનું છે. હિંદુસ્થાન દુનિયા સાથે છે, દુનિયાની બહાર નથી. જયારે તે દુનિયા સાથે છે ત્યારે તેણે તેની હરિફાઇમાં બરાબર સાવધાનતાથી

રહેવુંજ પડશે. આજસુધી પ્રમાદ વશ રહી આંખ મીંચામણા કરી જેમ કચડાઇ ગયું તેમ હવે માનભર જીવવું હશે તો પાલવશે નહિ. લોકોને ખાદી કાયમ પહેરવી કદી પસંદ પડશે નહિ તેમ લોકોની જરૂરીઆત ફક્ત ખાદી એકજ નથી પણ તેનાથી અનેક રીતે ઉપયોગી એવી સેંકડો વસ્તુઓની છે. અત્યારે લોકોનું જીવન બહુ મોંઘુ થઇ ગયું છે. ગરીબ માણસને પણ રોજ ઓછામાં ઓછો રૂપિયો એક ઘર ખર્ચનો જોઇએ છે. રેંટીઓ કાંતનાર માણસ દિવસમાં આઠ કલાક સતત કાંતે ત્યારે માંડ આઠ પૈસા કમાણી કરી શકે, તેમાં નિર્વાહ શી રીતે ચલાવવો ? આજે માણસ મજુરી કરે તો પણ દશ બાર આના સહજ કમાઇ શકે છે; તેથી અત્યા-રના મશિનરીના જમાનામાં રેંટીઆને હાથ ધરી બેસવું બિલકુલ અશક્ય છે. રેંટીઆની વાતો અને ઉપદેશ કરનારા ખૂદ દિવસમાં એક કલાક પણ રેંટીઓ કાંતતા નથી તો બીજાઓ શી રીતે કાંતી શકે ? રેંટીઓ એ સ્ત્રી વર્ગનું તેમાં ખાસ કરીને રાંડી રાંડોને નવરાશનો વખત ગાળવાનું એક સાધન છે. બુદ્ધિશાળી બળવાન્ માણસને માટે તો તત્ત્વજ્ઞાન, નવી નવી શોધ ખોળ કે વેપાર વાણિજ્ય રાજનીતિ ખેડવાનો પૂરતો અવકાશ છે. માટે સ્વરાજ્ય ચાહનાર સમજુ લોકોએ તેવી ખાદી રેંટીઆની મિથ્યા પ્રવૃત્તિને આદર ન આપતાં બ્રિટીશ ગુડઝ બહિષ્કારના આંદોલન સાથે જે જે વસ્તુ પરદેશથી આવતી હોય અને જેની દેશને અનિવાર્ય આવશ્યકતા હોય તે તે શીખવા, બનાવવા ઉત્તેજન આપવા તથા પ્રસાર કરવા ભારે તજવીજ કરવી ઘટે.

# હિંદુ સંગઠન અને શુદ્ધિ.

**त्रेतायां मन्त्रशक्तिश्च ज्ञानशक्ति कृतेयुगे ।**
**द्वापरे युद्धशक्तिश्च संघशक्ति कलौयुगे ॥**

ત્રેતાયુગમાં જ્યારે લોકોપર આફત આવતી ત્યારે લોકો મંત્ર બળથી તેનું નિવારણ કરતા, સત્યયુગમાં જ્ઞાનબળથી, દ્વાપર યુગમાં યુદ્ધ શકિતથી અને કલિયુગમાં સંઘ શકિતથી થઇ શકે.

અત્યારે હિંદુ જાતિ તથા સનાતન ધર્મપર સર્વ દિશાએથી પ્રચંડ પ્રહાર થઇ રહ્યા છે. બુદ્ધ, જૈન. મુસલમાન, ખ્રિસ્તી, આર્યસમાજ, બ્રહ્મોસમાજ, આગાખાની, થીઓસોફીસ્ટ, શીખ, પારસી, સુધારક, નાસ્તિક આદિ સર્વ પંથના લોકો હિંદુ જાતિ તથા ધર્મના લોકોની નબળાઈ જોઈ હિંદુઓના દેવ દેવતાઓને તથા શાસ્ત્રોને નિંદવામાં જરાય બાકી રાખતા નથી. દુષ્કાળ કે રોગને બહાને માત્ર નામની મદદ કરી હિંદુઓને વટલાવવા માટે તેઓ તનતોડ મહેનત કરી રહ્યા છે. હિંદુ ધર્મશાસ્ત્રોને વિકૃત સ્વરૂપ-માં મૂકી અર્થના અનર્થ કરી હિંદુઓને અશ્રદ્ધાળુ બનાવવા માટે પણ ભગીરથ પ્રયત્ન થઇ રહ્યો છે, અને બળ જબરાઈથી હિંદુઓ પર હલ્લા કરી, તેઓના મંદિરો અને મકાનોનો નાશ કરી, તેઓની સ્ત્રી બેન દીકરી માતાની લાજ આબરૂ લૂંટી બળાત્કારે વટલાવવા અને બળાત્કારથી ન વટલે તો છેવટે સંહાર કરવાનું પણ પરધર્મી લોક બાકી રાખતા નથી.

દુષ્કાળ અને રોગના બહાના નીચે પરોપકારનો ઝભો પહેરી હિંદુઓને વટલાવનાર ખ્રિસ્તી-મિશનરી લોક છે. તેઓ અન્ન વસ્ત્રની થોડીક મદદ આપી નિઃસહાય દરિદ્ર હિંદુઓને ખ્રિસ્તી બનાવે છે. તેમ મિરત વગેરે સ્થળે હોસ્પીટાલ ખોલી ત્યાં પ્રવીણ ડોકટરોને રોકવાથી સેંકડો હિંદુ દરદીઓ ઓપરેશન કે એવા કોઇ મોટા દર્દની ચિકિત્સા કરાવવા માટે જાય છે ને ઘણુાખરા જાણ્યે કે અજાણ્યે વટલેલા ઢેઢ ભંગી કે યુરેજીયનના હાથનું રાંધેલું અન્ન ખાઇ ભ્રષ્ટ બને છે. આપણા નાસ્તિક હિંદુઓ પણ ગાંધીનું જોઇ જોઇ તેમ કરવા લાગ્યા છે, જેમકે સ્વામી શ્રદ્ધાનંદે કોંગ્રેસ કમિટીના દરેક સભ્યને અંત્યજ નોકર ફરજીયાત રાખવાનો આગ્રહ કર્યો છે ને મુંબઇમાં આસ્તિક લોકોના પૈસા વડે નભતી પીપલ્સ ફ્રી હોસ્પીટાલમાં ડો. સાઠે વગેરે પણ દરદીઓને ખાવા પીવાનું મદ્રાસી આયા કે ઢેઢડી જેવી વટલેલી સ્રીને હાથે પહોંચડાવે છે. હિંદુઓને વટલાવી ખ્રિસ્તી બનાવવા માટે અમેરિકાદિ દેશના ક્રિશ્ચિયનોએ તો કરોડો રૂપિયા કાઢી અનેક પાધરીઓને હિંદમાં મોકલાવી દીધા છે.

બુદ્ધ અને જૈનોનો ઉચ્છેદ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે તથા કુમારીલ ભટ્ટે કર્યો ખરો, છતાં પણ કાંઇક તેના બીજ અવશેષ રહી ગયેલા હતા; તે કુમારપાલ રાજાના વખતમાં પુનઃ જૈનોએ માથું ઉંચકી અંકુરીત કર્યા. હેમાચાર્ય નામના એક જૈન સાધુએ હિંદુઓના ચોવીશ અવતાર પરથી તેના ચોવીશ તીર્થંકર ઠોકી બેસાડયા છે ને ભગવાન્ શ્રીકૃષ્ણને તો તેણે નારકી જીવ બનાવી શ્રીકૃષ્ણના ભાઇ નેમીનાથને પ્રભુ બનાવ્યા છે. તેમ હિંદુઓના રામાયણ

મહાભારત પરથી તેણે જૈન રામાયણ અને જૈન મહાભારત બનાવી શ્રીરામચંદ્રજી તથા કૌરવ પાંડવોને જૈન અનુયાયી તરીકે ચિતર્યા છે.

જેવી રીતે જૈનોએ પોતાની દુનિયા કરી લેવા ધારી છે, તેવીજ રીતે આગાખાન પંથના ખોજાઓએ પણ હિંદુઓને વટલાવી, ખોજા બનાવવા માટે કમ્મર કસી છે. ખોજા પંથનો ધર્મ ગુરૂ કે જેને ખોજા કોમનો મોટો ભાગ ઇશ્વરના અવતાર તરીકે માને છે તે સાહેબ લોકોના પૈસોથી વિલાયતમાં અહર્નિંશ વિરાજી બાદશાહી મોજ શોખ ઉડાવે છે. હરેક ધર્મવાળાઓને પોતપોતાનો પંથ સબળ કરતા જોઇ આગાખાન અને તેના અનુયાયીઓએ લાખો રૂપિયા કાઢી હિંદુઓને લોભ લાલચ અને મિથ્યા ઉપદેશથી વટલાવવાનું કાર્ય શરૂ કરી દીધું છે. તે લોકોએ આગાખાનને નકલંક અથવા કલંકી ભગવાનનો અવતાર ગણાવી હિંદુઓને ભરમાવવા માટે હિંદુ ધર્મ ગ્રંથોની વિકૃતિ-ભયંકર અનર્થ કરી નીચેના ભ્રષ્ટ પુસ્તકો બહાર પાડયા છેઃ—નકલંક જ્ઞાનપ્રકાશ ૩ ભાગ, નકલંક ભજન સંગ્રહ ૮ ભાગ, ખુલ્લી ચીઠી ભોપાલું, આફતાવે હકીકત, નકલંક શાસ્ત્રકે ૩ ભાગ, હેલભીઆરા, જન્મોત્સવ જ્યોત્સના, અસલ દુઆ, હકીકત, ઇસ્માયલી આયના, ઇસાએ ઇસ્લામ એટલે શું? નારીકે સુલ્તાન મુહમ્મદ, ઇસ્માયલી ચાબુક, ખ્રિસ્તીયમ, કૃષ્ણ વાણી, ઇસ્માયલી દર્પણ, નુરેવહદાનીયત ૨ ભાગ, ઇસ્માયલી પ્ર. ૨ ભાગ, મુસ ગાયત્રી, કાયા તિમીર ભાસ્કર, નકલંકી ગીત, મોટા દશ અવતાર, વૈદિક ઇસ્લામ, રાગમાલા, ઇમામે મૌજુદ,

અસલિયત ખોજા, અસલે દુઆ, ઈલાહી મત મરહરે જાન, અહલો પનિષદ્, સતપથની, ગુલજારે હકીકત, બુદ્ધ અવતાર, મસનવી પીર, સમ્સ નિષેધ પ્રકાશ ભાગ ૨, મુસ્લીમ ધર્મ, તથા ઇજહારે હકીકત ચિત્રાવલી વગેરે.

ઉકત પુસ્તકોમાં હિંદુ લોકો જેને દશમો અવતાર માને છે તે અવતાર સ્વયં આગાખાન છે એમ જણાવી તેઓએ એટલી હદ સુધી લખ્યું છે કે, " જો હાલને હાલ ૧૨ કરોડ હિંદુઓ ઈસ્લામી મજબ સ્વીકારે તો તત્કાળ સ્વરાજ મળે. " આ કાર્ય સફળ કરવા માટે તે લોકોએ ભણેલા ગણેલા હિંદુ ગ્રેજ્યુએટોને તથા શાસ્ત્રીઓને મોટા પગાર આપી રોકયા છે. ઉંચ વર્ણના હિંદુઓને વટલાવવાનું કામ અશકય ધારી તેઓ બહુધા શૂદ્ર તથા અંત્યજ વર્ગને ભ્રષ્ટ કરવા સારૂ અથાગ મહેનત લઇ રહ્યા છે.

મુસલમાનોનો મોટો ભાગ હિંદુઓમાંથી વટલેલા શૂદ્ર અજ્ઞાની વર્ગનો છે. ઔરંગઝેબ તથા અલાઉદ્દીન ખુનીના બળાત્કારથી ઘણા હિંદુઓ વટલી મુસલમાન થયેલા છે. એ મુસલમાનોને ગમે તેટલી મદદ કરીએ, ગમે તેટલો તેઓ સાથે સ્નેહ બતાવીએ, ગમે તેટલું સહન કરી ભોગ આપીએ છતાં તેઓ કદાપિ અધમતા છોડે તેમ નથી. રાજાધિરાજ પૃથુરાજે શાહબુદીનને કઈક વખત પકડી દયાથી માફી બક્ષી છતાં તે કૃતઘ્ની થઇ ઉભો રહ્યો. અલાઉદ્દીનને મહારાણા હમીરે ક્ષમા બક્ષી જતો કર્યો તોય તેણે તેની નીચતા જળકાવી, તેમ હમણાના મુસલમાનોને ખિલાફતની ચળવળમાં હિંદુઓએ તન મન ધનથી મદદ

કરી છતાં પણ તેઓએ મલબાર, મુલતાન, ઝાંસી, સહરાનપુર, નાગપુર, પંજાબ, સિદ્ધપુર, દિલ્હી, ગુલબર્ગા વગેરે સ્થળે નિરપરાધી હિંદુઓપર અત્યંત દુષ્ટતા ભર્યા જુલ્મો ગુજાર્યા છે. હિંદુઓને માર મારી વટલાવવા ઉપરાંત, તેઓના દેવ મંદિરોમાંની મૂર્તિઓ તોડી ફોડી, સ્ત્રીઓની લાજ લૂંટી, માલ મિલકત પડાવી, ઘરો તારાજ કરી કઇક બાળકોને રેંસી નાંખ્યા છે.

હિંદુ જાતિ અને ધર્મના લોકોપર જયારે વિધર્મીઓના હાથે આટ આટલો અસહ્ય જુલ્મ ગુજરે છે ત્યારે હિંદુ પ્રજા, તેના શ્રીમંતો, આગેવાનો, આચાર્યો, રાજા મહારાજાઓ તથા વિદ્વાન્ પંડિતો શું કરે છે? શું તેઓ હૃદય વિનાના મૂઢ પામર પશુ બની ગયા છે કે પોતાનું રક્ષણ પોતે કરવા તત્પર થતા નથી? ખરેખર તેમજ છે. ઘણાખરા હિંદુ શ્રીમંતો, આગેવાનો, ધર્માચાર્યો તથા રાજાઓ પ્રાયઃ શંઢ હૃદયહીન નરપશુઓજ બની ગયા છે. તેઓ કાયરતા, પ્રમાદ, સ્વાર્થ, લોભ, વિષય વાસનાદિ દુર્ગુણોમાં સબડયા કરે છે, નહિતર આમ મૃતપ્રાણી સમાન મૌન શાન્તિ સેવી પાપના ભાગી ન બને.

પંડિત માલવિયાજીએ ગયાજીની હિંદુ મહાસભામાં હિંદુઓને તેઓની દયાજનક સ્થિતિનું ભાન કરાવી જાગૃત કર્યા અને હિંદુ સંગઠન કરવા માટે મોટી મોટી વાતો કરી કાશીમાં હિંદુ સભા સુદ્ધાં બોલાવી ત્યારે અમને એમ લાગ્યું હતું કે કલિયુગમાં આત્મરક્ષણ કરવા માટે વ્યાસ ભગવાનના ઉપદેશાનુસાર જે સંઘ શક્તિ જમાવવાની અગત્યતા છે તે પંડિતજીના સંગઠન

કરવાના પ્રયાસથી પાર પડશે; પરંતુ તત્કાળ પંડિતજીએ પણ તેનું પોત પ્રકાશ્યું. તેણે જણાવ્યું કે પ્રથમ આપણે તમામ જાતિના હિંદુઓએ એકત્ર થવા માટે બુદ્ધ જૈન શીખ વગેરે અહિંદુ ગણાતી કોમ સાથે અંત્યજ-ઢેઢ ભંગી ચમારોને પણ સ્પૃશ્યાસ્પૃશ્યનો બાધ કાઢી સાથે મેળાવી લેવા જોઇએ. અખાડા તથા સ્વયંસેવક દળ હિંદુઓના ગામે ગામ ઉભા કરી તેમાં તેઓની શરીર તથા મનની શક્તિ ખીલવી, હિંદુઓને તાલીમબાજ નિર્ભય મનના બનાવી, જ્યારે કોઇ પરધર્મી લોક હિંદુઓ પર હલ્લો કરે ત્યારે તે તાલીમબાજ સ્વયં સેવકોની મદદથી તેઓની ખોડ ભૂલાવી દેવી, એવા હેતુને પડતો મૂકી પંડિતજી ગાંધીના શિષ્ય બની ચમાર ભંગીને વળગ્યા એટલે ઉલટા હિંદુઓમાં માંહોમાંહે વિક્ષેપ અને નબળાઇ વધી પડયા છે.

મલબારમાં હજારો હિંદુઓને મુસલમાનોએ બળાત્કારે વટલાવ્યા છે, તેઓની શાસ્ત્ર વિધિએ પ્રાયશ્ચિત્ત અપાવી શુદ્ધિ કરાવી શકાય છે. તેમ વર્ષો થયા સંયુક્ત પ્રાંતમાં મલકાના રજપુત જેઓ માત્ર નામના મુસલમાનો કહેવાય છે પરંતુ ધર્મક્રિયા તમામ હિંદુઓની કરે છે તેઓને પણ પ્રાયશ્ચિત્ત આપી હિંદુ ગણી શકાય; પ્રાયશ્ચિત્ત લેઈ શુદ્ધ થયેલા તેઓ હિંદુ ગણી શકાય પણ તેઓ પોતાની અલગ જાતિ બાંધી તેની અંદર રોટી બેટી આદિનો વ્યવહાર કરી શકે. મૂળ જાતિમાં કદાપિ તેઓ ભળી શકે નહિ. ધર્મનું તથા ધર્મશાસ્ત્રોનું ખુન કરવાવાળા આર્ય સમાજીસ્ટોએ સ્વામી શ્રદ્ધાનંદની આગેવાની હેઠળ શુદ્ધિની ચળવળ થોડો વખત ચલાવી પણ જ્યારે તેઓએ મલકાના તથા તે

સાથે ગમે તે જાતિના નીચ શૂદ્રોને કે યવન મ્લેચ્છોને શુદ્ધ-ઉંચ વર્ણના હિંદુઓ બનાવવાની તથા અંત્યજોને ભેળવવાની બજારી કરવા માંડી ત્યારે તેઓ સામે હિંદુઓને ધિક્કાર વછુટયો ને હમણા તેઓ પણ શાંત પડી ગયા છે.

મહર્ષિ દેવલ કહે છે કેઃ—

**गृहीतो यो बलान्म्लेच्छैः पञ्च षट् सप्त वा समाः ।**
**दशादि विंशतिं यावत्तस्य शुद्धिर्विधीयते ॥**
**प्राजापत्यद्वयन्तस्य शुद्धि रेषा विधीयते ।**
**अतः परं नास्ति शुद्धिर्यस्तु म्लेच्छैः सहोषितः ॥**

અર્થાત્ જેને મ્લેચ્છ બળાત્કારથી પકડી પોતાને આધીન રાખે છે, તેની શુદ્ધિ પાંચ, છ સાત વર્ષથી લઇને વીશ વર્ષ સુધી બે વાર પ્રાજાપત્ય વ્રત વિદ્વાન્ બ્રાહ્મણ પાસે યથા વિધિ કરવાથી થાય છે, તેની પછી ( તે મુદત પછી ) થતી નથી.

ચમત્કાર વિના કયાંય કદિ નમસ્કાર થાય જ નહિ એ સૂત્ર હિંદુઓએ લક્ષમાં રાખી પોતાનું દળ અતિ ત્વરાથી જમાવવું જોઇએ. દુશ્મનને ભાઇ સાહેબ કહી સહન કરવાથી તે શત્રુ મટી કદાપિ મિત્ર બની સદ્ વ્યવહાર કરશેજ નહિ. અલબત જે લોક આપણી સાથે સ્નેહથી, ભાઇચારાથી વર્તે તેની સાથે તો આપણે સગા ભાઇની માફકજ વર્તવું પણ જે દુષ્ટો નિષ્કારણ સતાવે, પોચું જોઇ અત્યાચાર ગુજારવા તત્પર થાય તેને તો બરાબર દંડ દેવો. એવાઓ સાથે તો અખાડાઓમાં શરીર શકિત ખીલ-

વવાની તાલીમ લઈ, વૃદ્ધોની આગેવાની નીચે જુવાનીઆઓના સંઘ જમાવી **शठं प्रति शाठ्यम्** જ કરવું એટલે એ કૃતઘ્ની અત્યાચારીઓની મતિ એની મેળે તુરતજ ઠેકાણે આવશે ને ઉલટા તેઓ લાચાર બની ભાઇબંધી કરવા આતુરતા બતાવશે. ગાંધી તો પોતાને કોઇ વખત મૂતભંજક મુસલમાન કહે છે, તો કોઇ વખત જૈન, ખ્રિસ્તી, બુદ્ધિસ્ટ કહે છે. તેણે જ હિંદુ ધર્મ શાસ્ત્રોને તથા હિંદુઓને વારંવાર નિંદી અહિંસાના ઉપદેશ વડે નિર્માલ્ય નપુંસક જેવા બનાવ્યા છે ને મુસલમાન વગેરેને વખતો વખત વખાણી, તેઓએ હિંદુઓ પર અત્યાચારો ગુજાર્યા છતાં એક પણ શબ્દ તેઓને ઠપકાનો ન કહેતા ઉલટા તેઓની પીઠ થાબડી પંપાળ્યા છે; એથીજ હિંદુઓની આટલી દુર્દશા થવા પામી છે; માટે જાતિ તથા ધર્મના અભિમાની એવા હિંદુઓએ પોતાનું શરીર બળ, બુદ્ધિ બળ, તથા સંઘબળ વધારી હિંદુઓનું સંગઠન કરવું ને તે સાથે શાસ્ત્ર વિધિને અનુસરી શુદ્ધિની ચળવળ પણ કરવી; પરંતુ પંડિતજી, શ્રદ્ધાનંદજી કે ગાંધીજીની માફક સંગઠન અને શુદ્ધિના નામે માંહોમાંહની લડાઈ કે અશુદ્ધિ કદાપિ ન પેદા કરવી.

---

# પરિષદો અને મહાસભા.



**त्रैविद्यो हेतु कस्तर्की नैरुक्तो धर्मपाठकः ।**
**त्रयश्चा श्रमिणः पूर्वे परिषत्स्याद्दशावरा ॥**

ધર્મશાસ્ત્રો કહે છે કે, "ત્રણ વેદને જાણનારા, શ્રુતિ સ્મૃતિને અનુકૂલ એવા ન્યાયને જાણનારા, મીમાંસાના તર્કને જાણનારા અને નિરૂકત તથા માનવ ધર્મશાસ્ત્રને જાણનારા બ્રહ્મચારી, ગૃહસ્થ કે વાનપ્રસ્થ આશ્રમવાળા ઓછામાં ઓછા દશ બ્રાહ્મણોની સભા એ પરિષદ્ કહેવાય છે."

આગલા વખતમાં જયારે દેશમાં દેશ ઉપર કે ધર્મ ઉપર સંકટ આવી પડતું ત્યારે ઉપર પ્રમાણે યોગ્યતાવાળા પુરૂષો એકત્ર થઇ વિચાર કરતા ને માર્ગ કાઢતા; પરંતુ અત્યારે એ ધોરણ રહ્યું નથી. આજકાલ પરિષદ્, કોન્ફરન્સ, સમ્મેલન, કોંગ્રેસ, સભા, મહાસભા વગેરે પુષ્કળ સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે; વારંવાર તેના અધિવેશનો મળે છે પરંતુ નથી તો તેમાં ઉપરના શાસ્ત્ર વાકય અનુસાર કામ કરનારા જ્ઞાની પુરૂષો કે નથી તેમાં જેઓ કાર્ય કરે છે તેઓ કોઇ સંગીન કામ કરી બતાવનારા વ્યવહાર કુશળ ચતુર પુરૂષો ! અત્યારે તો એવા અવળી મતિના આગેવાની લે છે કે જેઓ સેંકડો અને હજારો લોકોના લાખો રૂપિયા નકામા ખર્ચાવી લોકોને એકત્ર કરે છે અને ખોટા વાતોના તડાકા મારી–નિરર્થક ઠરાવો પસાર કરી, ફોકટ તાળીઓ પીટાવી ત્રીજે દિવસ આવેલાઓને વિખેરી મૂકે છે.

ધર્મ પરાયણ વૃત્તિવાળા લોકોએ ભીરૂતાથી કે આળસ પ્રમાદથી ઘરનો ખુણો પકડયો એટલે અત્યારે પરિષદ્ કોન્ફરન્સ કોંગ્રેસ સમ્મેલન સભા મ્યુનિસિપાલિટી કે ધારા સભા વગેરે સંસ્થાઓમાં અર્ધદગ્ધ નાસ્તિક પાખંડી વર્ણસંકરો આગેવાન થઇ પડયા છે. તેઓ જે કાંઈ કામ કરે છે, તેમાં તેમની મલિન, ધર્મદ્રોહી ભાવનાઓ ઉતારે છે. સામાજીક, ધાર્મિક, ઔદ્યોગિક, સાહિત્ય, શિક્ષણ, ખેતીવાડી, રાજકીય જ્ઞાતિઓ કે હરકોઈ પ્રકારની સંસ્થા–પરિષદ્ કોન્ફરન્સ કે કોંગ્રેસમાં જેઓ આગેવાન તરીકે કામ કરનાર હોય છે તેઓ તે સંસ્થા સ્થાપવાના કે સભા ભરવાના મૂળ ઉદ્દેશને પડતો મૂકી સર્વત્ર વર્ણસંકરત્વ ફેલાવવા–બ્રાહ્મણ ભંગી હિંદુ મુસલમાન ખ્રિસ્તીનો એકાકાર કરાવવા તરફ ઢળી જાય છે, જેમકે કોંગ્રેસ અને પ્રાંતિક કોન્ફરન્સો તથા કાઠિયાવાડ રાજકીય પરિષદાદિમાં રાજકીય વિષય પડતો મૂકી અંત્યજ સ્પર્શ અને રેંટીઆ ખાદીના વાહીઆત ભાષણો અને ઠરાવો થવા પામ્યા છે. દુઃખ દરિદ્રતા પરાધીનતા ધર્મહીનતા આદિ નિવારણ કરવાના હેતુથી અનેક અગવડો વેઠી હજારો રૂપિયા ખર્ચી બોલાવાયલી પરિષદ્‌માં જ્યારે આવા અવિચારી અને મૂર્ખ લોકો આગેવાન બની ઉલટા વધારે અનર્થ કરવાના ઉપાય ઘડે ત્યારે તો શાણા પુરૂષોને સહજ એમ થઇ આવે છે કે આના કરતા આવી પરિષદો કોન્ફરન્સો કે સભા મહા સભાઓ બિલકુલ ન બોલાવાય કિંવા તેની હૈયાતીજ પૃથ્વીપર ન રહે તો અતિ ઉત્તમ ગણાય. એવી સભા પરિષદો ધર્મ રહિત, વર્ણસંકરોના વડપણ હેઠળ ન બોલાવાય તો વિશેષ અનર્થ થતો

તો જરૂર અટકે ! ઉપર પ્રમાણે અનર્થ થતો જોઇ વિચારશીલ દેશ હિતેચ્છુને મન એવું થઈ આવે એમાં આશ્ચર્ય નથી.

પ્રકૃતિના નિયમાનુસાર કોઇ પ્રાણી નિશ્ચેષ્ટ ક્ષણભર પણ રહી શકતું નથી, કાંઇક ને કાંઇક તે અવિશ્રાંત ઉદ્યોગ કર્યાજ કરે છે. મુશ્કેલીઓ ટાળવા માટે લોકો સમ્મેલનો પરિષદો વગેરે અવશ્ય ભરાવાના જ, તેમ ધારાસભા મ્યુનિસિપાલિટી વગેરે સંસ્થાઓમાં પ્રતિનિધિ બનીને ઘણા હૈયાચડાઓ ચોક્કસ ઉમેદવારી પણ કરવાના; પરંતુ જયારે તેમાં આપણા હિંદુઓનાજ મતથી પારસી ખ્રિસ્તી મુસલમાન યાહુદી અને ધર્મભ્રષ્ટ હિંદુઓ જઇ અનર્થ કરે છે ત્યારે શામાટે ધર્મનિષ્ઠ હિંદુઓએ ઉમેદવારી કરી ન જવું ? શામાટે ધર્મવત્સલ બુદ્ધિમાન્ સદાચારી પ્રમાણિક હિંદુઓને હિંદુઓએ પોતા તરફથી ચૂંટી, મત આપી ન મોકલવા ? અમારા નમ્ર મત પ્રમાણે કાંતો દેશમાં આજકાલ જેવી છે તેવી ધર્મ બોળનારી કોઇ સભા પરિષદ્ કોન્ફરન્સ કે મહાસભા ન રહેવી જોઇએ કિંવા હિંદુઓએ નહિ થવા દેવી જોઇએ પણ જો થવા દેવી તો તેના કાર્યવાહકો તરીકે ધર્મપરાયણ નિઃસ્વાર્થ વૃત્તિવાળા હિંદુ કાર્યકર્તાઓનેજ ચૂંટી મોકલવા; પરંતુ હમણાની માફક તટસ્થ કિંવા વ્યામોહ વૃત્તિ ધારણ કરી અનર્થમાં વધારો તો સમજુ હિંદુઓએ ન થવા દેવો જોઇએ.

## ઉપસંહાર.

**कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतु भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥**

સનાતન ધર્મનું રહસ્ય, તેના સિદ્ધાંત તથા અંગ પ્રત્યંગ સાથે યથામતિ નિરૂપણ કરી ગાંધીજી તે કોણ ! કેવા અને શું કાર્ય કરનારા છે ! તે પણ ખૂબ અનુભવને અંતે આ ગ્રંથમાં દર્શાવવા પ્રયત્ન કર્યો છે. ન્યાયાધીશ ઉભય પક્ષને ન્યાય આપી શકતો નથી. સત્યવાદીને જેમ તે પ્રિય હિતવાદી પ્રમાણીક માલુમ પડે છે તેમ ગુન્હેગારને તે અપ્રિય, અન્યાયી અનુભવાય છે. "તત્વામૃત" ની માફક મારૂં આ પુસ્તક પણ કદાચ ગાંધી-પંથી ભાઇઓને કડુ, અપ્રિય લાગશે, એ હું સારી પેઠે સમજું છું પણ ધર્મ જાતિ તથા દેશની ખાતર મારે તેમ કર્યા વિના છુટકો નથી; પરંતુ તેઓય, સનાતની ધર્માત્માઓની માફક પોતાનું જાતિ હિત તથા ધર્મનું અભિમાન કાયમ રાખી દેશોન્નતિ કરવા પ્રેરાય એજ મારૂં મંતવ્ય છે. હિંદુ સનાતન ધર્મને હું પરમ અલૌકિક વસ્તુ સમજું છું. તેના આચરણ અવલંબનથીજ લોકોનો આલોક પરલોક સફળ થઇ શકે એમ છે એવું મારૂં દૃઢ માનવું છે. દુનિયાના ઈતર દેશ–જાતિના લોકો તથા ધર્મો પ્રત્યે મને તિરસ્કાર નથી પરંતુ એટલું હું દૃઢતાપૂર્વક માનું છું કે તે તમામ સનાતન ધર્મમાંથી વિકૃત સ્વરૂપે ઉદ્ભવેલા છે; માટે સનાતન ધર્મની તુલનામાં તે સર્વે તુચ્છ છે, તેનાથી કદાપિ

મોક્ષ પ્રાપ્ત થઇ શકેજ નહિ; મોક્ષ તો એક સનાતન ધર્મના પરિપાલનથીજ મળી શકે એમ છે. મોક્ષ–આત્યંતિક શાન્તિ ઇચ્છનાર હરેક મનુષ્યે વહેલા મોડું હિંદુ સનાતન ધર્મને શરણે આવ્યા વિના છૂટકોજ નથી, કારણકે બીજા તમામ ધર્મોમાં અપૂર્ણતા અનેક પ્રકારની રહેલી છે, ત્યારે સનાતન ધર્મમાં સઘળી રીતે સંપૂર્ણતા છે. ઇતર જાતિ, ધર્મ તથા દેશના લોકો પ્રત્યે મને તિરસ્કાર નથી એમ હું ઉપર દર્શાવું છું છતાં હિંદુઓની ભલમનસાઇ, ભોળપણ કે નબળાઇનો ગેરલાભ લઇ જેઓ હિંદુ જાતિ તથા સનાતન ધર્મપર હુમલા કરે છે, માર મારે છે, વટલાવે છે, મૂર્તિઓની કતલ કરે છે ને ગાયોનો વધ કરે છે; તેઓ પ્રત્યે મને સંપૂર્ણ ધિક્કાર છે એટલુંજ નહિ પણ તેવા કૃતઘ્નીઓને કઠોર શિક્ષા કરી આ દેશમાં સુદ્ધાં રહેવા ન દેવા જોઇએ એવો હું મારો અંગત મત ધરાવું છું. આટલી સામાન્ય વાતો કહ્યા પછી સનાતની હિંદુઓને બે શબ્દ કહેવા ઇચ્છું છું કે હવે તમારે ક્યાંસૂધી બેદરકારી કુસંપ નિર્બળતા સેવી દુષ્ટોના પગ તળે ચગદાઈ દુઃખ સહેવું છે! જો તમારામાં કાંઇક માણસાઇ હોય ને ધર્મ વહાલો હોય ને પૃથ્વીપર માનસહ ટકવું હોય તો નીચેની સૂચના સ્મરણમાં રાખી નિર્ભયપણે પુરૂષાર્થ કરવા તત્પર થાવઃ—

૧ પ્રત્યેક હિંદુએ નાનપણથીજ ગીતા, ભાગવત, રામાયણ, મહાભારત, મનુસ્મૃતિ આદિ ધર્મગ્રંથોનું શિક્ષણ અત્યંત કાળજીથી પ્રાપ્ત કરી તેની આજ્ઞા પ્રમાણે ગમે તેવા વિકટ સ્થિતિ સંજોગોમાં પણ વર્તવું.

૨ હિંદુ, હિંદુએ એક બીજાને અત્યંત પ્રેમથી ચહાવું અને એકબીજાના સુખદુઃખમાં એક બીજાએ બની શકતી હરેક સહાયતા પહોંચાડવી.

૩ અખાડાઓ ઠામઠામ ખોલી, બ્રહ્મચર્ય પાળી,. સાત્વિક સત્વવાળા ખોરાકના સેવનથી તાલીમ લઈ, અખૂટ શરીર બળ તથા બુદ્ધિબળ મેળવી ગાય બ્રાહ્મણ, દેવમંદિર, સ્ત્રી બાળક અને હિંદુ જાતિ તથા સનાતન ધર્મનું રક્ષણ પ્રાણાંતે પણ કરવા તત્પર થવું.

૪ ગામેગામ ગૌશાળા, ગીતા પાઠશાળા, હિંદુ સનાતન ધર્મ સભા અને સનાતન ધર્મ પુસ્તકાલય ખોલવા.

૫ પ્રત્યેક પ્રાંતમાં સનાતન ધર્મનું "દૈનિક પત્ર" અને "ગુરૂકુળ બ્રહ્મચર્યાશ્રમ" ચાલુ કરાવવા.

૬ ધર્મજ્ઞ સુચારિત્રવાન્ વિદ્વાનોને ઉપદેશક તરીકે નિયત કરી વર્ણાશ્રમ ધર્મ, સંધ્યાવંદન, યજ્ઞ, જપ, તપ, ભક્તિ, શ્રાદ્ધ, સોળ સંસ્કાર વગેરેનું મહાત્મ્ય આદિ યથા વિધિ લોકોને સમજાવી, ગાંધી પટેલ શ્રદ્ધાનંદ જેવા ધૂર્ત પાખંડીઓની અંત્યજ સ્પર્શ, વર્ણાન્તર લગ્ન તથા યથેચ્છ ખાનપાનની ચળવળને જડમૂળથી ઉખેડી મૂકવી.

૭ તારકેશ્વર વાઇકોમ વગેરે સ્થળે ચાલતો દૂરાગ્રહ અને ખ્રિસ્તી તથા આગાખાનાદિનું જોસભેર ચાલતું વટાળ કાર્ય તથા સર્વત્ર હિંદુઓનાપર મુસલમાનોનો ગુજરતો અત્યંત અધમતાભર્યો અત્યાચાર જો તેઓ સીધી રીતે ન માને તો વિના વિલંબે સંઘ બળ જમાવી હિંદુ રાજાઓની મદદ લઇ આત્મરક્ષણાર્થે કટિબદ્ધ થવું.

૮ સ્વદેશી હુન્નર ઉદ્યોગ કળા કૌશલ્યને પગભર કરવા, બનાવવા, શિખવા તથા ઉત્તેજન આપી પરદેશીનો બહિષ્કાર કરવા પ્રત્યેક હિંદુએ પ્રયત્ન કરવો, જેથી ગરીબાઇ તથા પરવશતા ઘણે અંશે ઓછી થઈ જશે.

૯ અધર્મ અને પાપ ફેલાવતા નવજીવન, સૌરાષ્ટ્ર, હિંદુસ્થાન, ક્રોનીકલ, સાહિત્ય, સમાલોચક આદિ નાસ્તિક છાપાઓ કે તેવા વર્ણસંકરોના બનાવેલા પુસ્તકો કદાપિ વાંચવા નહિ.

૧૦ સ્વરાજ્ય કે રાષ્ટ્રીયશાળા વગેરે અનેક પ્રકારના ફંડફાળા પ્રજાને લૂટવા માટે ઉઘરાવાય છે, તેમાં ધર્માભિમાની હિંદુએ એક પાઇ પણ ન આપવી. ધમ તથા જાતિનું ગૌરવ સાચવી દેશહિતાર્થે કાર્ય કરનારા ચૂસ્ત સનાતની હિંદુઓ જેમાં કાર્ય કરતા હોય તેજ સંસ્થાને મદદ કરવી.

૧૧ ધારાસભા કે મ્યુનિસિપાલિટીમાં જવા ઇચ્છનાર જે મેમ્બર ચૂસ્ત સનાતની હિંદુ હોય તેનેજ મત આપવો; નાસ્તિક પરધર્મીને તો કદાપિ મત આપવોજ નહિ.

૧૨ ગાંધીજી પટેલ શ્રદ્ધાનંદની માફક આપણા હિંદુઓમાં પંડિત માલવિયા, જામનગરના હાથીભાઈ શાસ્ત્રી તથા ખિલાફતી શંકરાચાર્ય ભારતી કૃષ્ણતીર્થ જેવા પોતાને સનાતની કહેવ- રાવી વટોળ ઘાલે છે તેઓથી ખાસ કરી બચવું.

આ બાર સૂચનાઓ સમજી અને વ્યવહારમાં મૂકવા હિંદુ ભાઇઓ યત્ન કરે, એવું ઇચ્છી હરિઃ ૐ તત્ સત્.

## સમાપ્ત.

# સાંગાણીકૃત પુસ્તકો વિષે વિદ્વાનોના

# અભિપ્રાયો.

૧

**સાતમી સાહિત્ય પરિષદના પ્રમુખ રા. બ. શ્રીયુત કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી** લખે છે કે—"પુસ્તકની સંજ્ઞાપરથી એમાં સૃષ્ટિના તત્વામૃતનો આસ્વાદ હશે એમ કોઇને પણ સહજ લાગે. પુસ્તક વાંચે ત્યારે તેને સમજાય કે એમાં તો તમે તમારા પ્રવાસનું અમૃત આપ્યું છે. મેં તમારૂં પુસ્તક રસપૂર્વક વાંચ્યું છે. તમારા ધાર્મિક ને સામાજિક વિચારો તમે નીડરતાથી દર્શાવ્યા છે તે જોઇ મને આનંદ થયો છે. વિચાર, વાણી ને આચારની સુસંગતા વિરલ છે. તમારા વિચાર ને વાણી સુસંગત છે, એ બહુ ખુશીની વાત છે. મોટા, પ્રતિષ્ઠિત પુરૂષોની બાબતમાં વિરોધ દર્શાવવો પડે ત્યાં મર્યાદાપૂર્વક તેમ કરવાની આવશ્યક્તા છે એવું મારૂં નમ્ર મત છે."

૨

**મુંબઇનું સુપ્રસિદ્ધ "ગુજરાતી" પત્ર** જણાવે છે કે:—"મી. સાંગાણીના અંતરમાં જગતનું પ્રતિબિંબ કેવું પડેલું છે તે જાણવાની ઇચ્છા રાખનારે આ પુસ્તક વાંચવા જેવું છે. લેખક દેશાભિમાની છે એટલે ગાંધીજી કે અરવિંદ ઘોષ જેવા લોકમાન્ય અને લોકપ્રસિદ્ધ પુરૂષોના સંબંધમાં લેખકને પોતાને જે સત્ય લાગ્યું છે તે જણાવતા ડર્યા નથી. લેખક યુરોપ, અમેરિકા, ચીન જાપાનની તેમજ હિંદના ચારે ખુણામાં યાત્રા કરી આવેલા છે.

તેમજ હિંદમાં ફરતાં ફરતાં જાહેર પુરૂષોનો સમાગમ કરી આવેલા છે અને તે પછી પોતાનો મત દર્શાવ્યો છે. ”

૩

ડૉ૦ કાલિદાસ મોતીરામ દ્વિવેદી રાજકોટથી લખે છે કે—

“ અત્યારના કલિયુગના સમયમાં વર્ણાશ્રમ ધર્મને ઉખેડનારા અને હિંદુ પ્રજાને ધર્મ ઉપરથી અશ્રદ્ધાળુ બનાવનાર પાખંડીઓને ઉઘાડા પાડનારૂં આ પુસ્તક ખરેખર લાભદાયક અને દરેક હિંદુ પ્રજાને વાંચવા લાયક છે. “તત્ત્વામૃત” બહાર પાડવામાં આપે જે હિંમત, નિડરતા અને સ્વધર્મ પ્રત્યે પ્રીતિ દર્શાવી છે તથા હિંદુ પ્રજાની આપે જે સેવા બજાવી છે તેને માટે હું આપને ધન્યવાદ આપું છું.

૪

શ્રીયુત મણિલાલ કેશવલાલ નાણાવટી બી. એ. એલએલ; બી. જુનાગઢથી લખે છે કે:—“ આ આપનું “ તત્ત્વામૃત ” હું અથથી ઇતિ ધ્યાનપૂર્વક વાંચી ગયો છું તે પરથી આપનું મનોબલ, વર્ણનાત્મક શક્તિ, બારીક અવલોકન કરવાની ટેવ, રસજ્ઞતા, સત્ય પ્રદર્શનમાં નિર્ભયતા, ચુસ્ત ધાર્મિક વૃત્તિ, ઉત્સાહ, કર્તવ્ય પરાયણતા અને સહનશીલતા આદિ અનેક ગુણોનું મને દિગ્દર્શન થયું છે. આ પુસ્તક ભિન્ન ભિન્ન પ્રસંગોની, સ્થળોની, મનુષ્ય સ્વભાવની, વ્યક્તિઓની માહિતીથી ભરપૂર છે અને અનેક રીતે લોકોપયોગી છે. ”

૫

“ સ્વધર્મ જાગૃતિ ” ના સંપાદક શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ. જણાવે છે કે:—“ આ ગ્રંથ તત્ત્વ-

જ્ઞાનનો નથી, પરંતુ પંદર વર્ષ દરમ્યાન લેખકે પૃથ્વિપટ ઉપર કરેલા વિવિધ અનુભવોના દોહનરૂપ છે. શ્રીયુત સાંગાણી એક ચુસ્ત સનાતની છે અને પોતાની ભાવનાને ખંડિત થવા દીધા વિના અનેક આપત્તિઓમાંથી તથા કસોટીઓમાંથી પસાર થયા છે. લંડન પારિસ વગેરે ધનાઢ્ય અને રમણીય મહાનગરો; કાશી શ્રીનગર વગેરે પ્રસિદ્ધ યાત્રાના સ્થળો; શ્રીગાંધીજી અરવિંદ ઘોષ વગેરે લોકનેતાઓ; વડોદરા કળાભુવન, શાન્તિ નિકેતન વગેરે સંસ્થાઓ એ સર્વ શ્રીયુત સાંગાણીની રસમય પ્રવાહી ચેતન શૈલીથી સજીવ હોય એમ આપણી આંખ આગળ હાલતા ચાલતા માલુમ પડે છે. શ્રીયુત સાંગાણી ગુજરાતની એક વીર વ્યક્તિ છે, અને મોટા મનાતા પુરૂષોની ઝાટકણી કરતાં એઓ ડરતા નથી. પુસ્તકનું વાતાવરણ આદિથી અંત સુધી પવિત્ર છે અને તેના રસ પ્રવાહમાં વાંચનાર ઘસડાઈ જાય છે. શ્રી સાંગાણીનું આ પુસ્તક એકંદર બહુ લોકપ્રિય અને લોકહિતકર થઇ પડે એવું છે. સાક્ષરવર શ્રીયુત નર્મદાશંકરભાઇએ એ પુસ્તકનો વિદ્વત્તા ભરેલો અને મનનીય ઉપોદ્ઘાત લખી તેની ઉપયોગિતામાં વધારો કર્યો છે.

૬

**ભાવનગર શ્રી સનાતન ધર્મ પ્રવર્તક મંડળના મંત્રી શ્રીયુત ચુનીલાલ છોટમલાલ બોહરા લખે છે કેઃ**—"વિવિધ પ્રકારની ઉત્તમોત્તમ વાસનાને લીધે દેશદેશાંતરોમાં પર્યટન કરી જે જે અનુભવજન્ય જ્ઞાન તમોએ સંપાદન કર્યું છે, તે તે અનુભવાત્મક જ્ઞાનના યથાર્થ તત્વનું તમોએ આ તમારા "તત્વામૃત"

નામની પુસ્તક પ્રસિદ્ધિથી તથા તેના અતિ વિસ્તારપૂર્વક પ્રચારથી સમસ્ત ભારતવાસી પ્રજાને જે અમૂલ્ય પ્રદાન કર્યું છે, તે નિમિત્તે સમગ્ર પ્રજા તમારી અત્યંત ઋણી તેમજ ઉપકૃત થયેલ છે, એ વાત નિઃસંશય છે.

૭

રાણપુર (કે જ્યાંથી "સૌરાષ્ટ્ર" પત્ર પ્રકટ થાય છે ત્યાં) થી શ્રીયુત પ્રાણશંકર ઘનશ્યામ દવે લખે છે કે–"આપે વી. પી. થી મોકલાવેલ "તત્વામૃત" તથા નારાયણ નીતિ, હિંદુ તીર્થયાત્રા વર્ણન, નેપાલનો પ્રવાસ અને હિમાલયની યાત્રા મળી પાંચે પુસ્તકો મળ્યા, વાંચી મનન કરતા બહુજ આનંદ થયો. આપનો પ્રયાસ ઘણોજ સ્તુત્ય છે. આપનો શ્રમ તથા વખતનો વ્યય તદ્દન સફળ થયો છે તેમજ હું તો માનું છું. જેમ સનાતન ધર્મરૂપી પ્રખર સૂર્યની સામા ઉનાળાના વાદળા અસ્ત વ્યસ્ત થઇ વિખેરાઈ છે, તેમ "તત્વામૃત" ની બાબતમાં પણ દંભીયોના–રે ખુદ હિંદુઓ તરફથી પણ હુમલાઓ ચારે તરફથી થઈ રહ્યા છે ત્યારે સનાતન ધર્મરૂપી કામધેનુના રક્ષણના સુપ્રયત્નો ઘણાજ આવકારદાયક છે. સોના ઉપર ઢોળ હોઈ શકે નહિ તેમ "તત્વામૃત" ના અધિક વખાણ કરી શકાય તેમ નથી. તેનુ મૂલ્ય તો સ્વાર્થસાધુઓના હતાશ થઇ જવામાંજ આંકી શકાય તેમ છે. તેની બીજી આવૃત્તિ જોઇ હું રાજી થઇશ અને જયારે તત્વામૃતનો બીજો ભાગ બહાર પડે ત્યારે એક કોપી મને વી. પી. થી મોકલવા કૃપા કરશોજી."

૮

**શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી, સોલીસીટર** લખે છે કે:—"તમારૂં "તત્વામૃત" નામનું પુસ્તક વાંચ્યું. તેમોએ નાની ઉમરમાં દુનિયાના મોટા મોટા ભાગોમાં પ્રવાસ કર્યો છે અને તે પણ એક ચુસ્ત સનાતનીના આચાર વિચારનું અતિક્રમણ કર્યા વિના કર્યો છે એ જાણીને અત્યંત આનંદ થાય છે. જે જે દેશમાં તમે મુસાફરી કરી આવ્યા છો તે તે દેશની આંતરિક ઘટનાનો અનુભવ પ્રજા આગળ રજુ કરીને જન સમાજના મોટા ભાગને વ્યામોહમાંથી બચાવવાનું કાર્ય કરી તેમના ઉપર ઉપકાર કર્યો છે એમ કહ્યા વિના ચાલે એમ નથી."

૯

**પોરબંદરના મ.ર્રા દિવાન શ્રીયુત નરભેશંકર જીવણરામ** લખે છે કે:—"આપનું "તત્વામૃત" પુસ્તક મેં આદિથી અંત સુધી વાંચી જોયું છે. તે પુસ્તક આપના શ્રેય અને પ્રેય પ્રાપ્તિના વર્ણાશ્રમ ધર્મ જાળવી રાખી કરેલા પ્રયાસોના યથાસ્થિત અનુભવનું જ્ઞાન આપી શિક્ષણ સાથે ગમ્મત આપે તેવી સરળ સુંદર અને રમુજી ભાષામાં લખાએલું છે. મને તો એ પુસ્તક બહુ ચિત્તાકર્ષક માલુમ પડ્યું છે.

૧૦

અમદાવાદનું "ગુજરાતી પંચ" જણાવે છે કે–'શુદ્ધ ભાવથી આ ગ્રંથ વાંચનારને વ્યવહારની ગૂંથણી ઝીણવટ તથા મનુષ્ય પોતાના ધર્મના અભિમાન સાથે ટકવાનું જીવન કેવી રીતે ગાળી શકે છે તે સરળતાથી સમજાશે."

૧૧

**વેરાવળથી શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર લખે છે કે**–આપનું "તત્ત્વામૃત" મળ્યું. પુસ્તક ઘણુંજ સારૂં છે. વિવિધ અનુભવાભિલાષી જરૂર આ ગ્રંથથી તૃપ્ત થાય."

૧૨

**મોરબીના દિવાન સાહેબ શ્રીયુત વૃંદાવનદાસ પટવારી. બી. એ. એલએલ; બી.** લખે છે કે:—"આપે લખેલા પાંચ પુસ્તકઃ હિમાલયની યાત્રા, નારાયણ નીતિ, હિંદુ તીર્થ યાત્રા વર્ણન તથા હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ મને મોકલ્યા તેને માટે આભારી છું. સાહિત્યમાં રસ લેનારા સાક્ષરો સાહિત્ય ઘણું લખે છે પરંતુ તેમાં ધાર્મિક, ઔદ્યોગિક, ઐતિહાસિક અને નૈસર્ગિક તત્ત્વ બહુ ઓછું હોય છે. મને જણાવતાં અતિ હર્ષ ઉપજે છે કે જે ગુજરાતી ભાષાને ખોટ છે તે આપના પુસ્તકોથી ઘણે અંશે દૂર થશે. આપના પુસ્તકો ધર્મભાવનું પોષણ કરનારા ઉન્નતિની ખરી દિશામાં જવાની પ્રજાને પ્રવૃત્તિ કરાવનારા અને સરળ હોઈ આપનો પ્રયાસ ઘણો સ્તુત્ય અને આદરને પાત્ર છે. આવા ગ્રંથોનો પ્રચાર થવાથી જનસમાજના જીવનમાં સુધારો થશે એ નિઃશંક છે. પ્રભુ તંદુરસ્તી સાથે દીર્ઘાયુષ્ય અર્પી આવાજ બીજા ગ્રંથો પ્રસિદ્ધ કરવા આપને પ્રવૃત્ત કરો એમ ઇચ્છું છું."

૧૩

**અમદાવાદના ડે. કલેકટર શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ.** લખે છે કે:-"આપના તરફથી "નારાયણ ગ્રંથમાળા"ના પાંચ પુષ્પોઃ હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ, નારાયણ

નીતિ, નેપાલનો પ્રવાસ તથા હિન્દુ તીર્થયાત્રા વર્ણન મને મળ્યા છે. તે પુષ્પોના દલોનું હું અવલોકન કરી ગયો છું. આ પુષ્પોમાં હિંદુ ધર્મના સનાતન સુંદર સત્યોની સુવાસ આવે છે. હું ધારૂં છું કે હિન્દુ બાળકોને આ પુષ્પોની માળા કંઠાભરણરૂપે આપવા લાયક છે. 'નેપાલનો પ્રવાસ' એ લેખ મને વધારે આકર્ષક જણાયો છે, કારણ કે તેમાં કેવળ હિન્દુ ધર્મવાળા રાજાના રાજ્યતંત્રમાં ત્રૈવર્ણિક વ્યવસ્થા કેવી જીવંત છે તેની છાયા સારી રીતે આપવામાં આવી છે. તે સાથે ત્યાંના લોકોનો આચાર, શાસન પદ્ધતિ, રાજા ( પાંચ સરકાર ) અને પ્રધાન ( તીન સરકાર )નો પરસ્પર સંબંધ, નેપાળ સરકારનો હિંદી સરકાર સાથેનો સંબંધ અને તેમાં જળવાયેલો નેપાલ સરકારનો મોભો ઇત્યાદિ પ્રસંગોનું ચિત્ર ગુજરાતી પ્રજા આગળ આપે પ્રસાદવાળી ભાષામાં ઘણું સારૂં ચિતર્યું છે. તે સાથે ત્યાંની શાસન પદ્ધતિની કેટલીક ખામીઓ, તીન સરકારની હાલની ઇંગ્રેજી નકલી અનુકરણ કરવાની રીત, એક પત્નીવ્રતનો અભાવ, રખાત સ્ત્રીઓનો રીવાજ, કેળવણીનો જુજ પ્રચાર વગેરે દોષો જણાવવામાં આપે ઉત્તમ વિવેચક મતિ અને તુલના શક્તિનું વાંચકને ભાન કરાવ્યું છે. આશા છે કે આ માલાના નવા પુષ્પો ક્રમશઃગ્રથિત થઇ પ્રજાને પરિમલથી મોહિત કરશે. ”

૧

# ધર્મ વિરોધીઓના ઉકળાટનું ઔષધ.

હિંદુ સનાતન ધર્મ પ્રેમી સજ્જનો તથા સાચા સ્વદેશ હિતેચ્છુ ગૃહસ્થો જેમ "તત્ત્વામૃત"ના વાંચનથી અત્યંત પ્રસન્ન થઇ ઉપર પ્રમાણે અભિપ્રાયો દર્શાવી રહ્યા છે તેમ બીજી તરફથી ગાંધી પંથી વર્ણસંકરોના હૃદય ભેદાઇ રહ્યા છે. પોતાનું પાપી પેટ ભરવા માટે તેઓ તેના ગાંધી બાપુની જે પોકરાવી "ચડજા બેટા શૂલિકુ ખુદા તેરા ખેર કરેંગા" જેવા અધમ આંદોલન પ્રસરાવનારાઓને તત્ત્વામૃત વિઘ્નરૂપ થતાં તેઓએ તે સામે ખૂબ ખખાળા કાઢતા તેઓને નીચે પ્રમાણે પત્રો લખવામાં આવ્યાં છે:—

## "સૌરાષ્ટ્ર"ના તંત્રીને પત્ર.

**રા. અમૃતલાલ દલપતભાઇ શેઠ,**

તંત્રી, "સૌરાષ્ટ્ર"—રાણપુર.

તમારો તા. ૨૯–૬–૨૪ નો સૌરાષ્ટ્રનો અંક વાંચ્યો. તમે તત્ત્વામૃત વિષે નોંધ લીધી છે તેમાં ટપાલ ખર્ચની ટીકીટ મોકલી પુસ્તક પાછું મંગાવી લેવા જણાવ્યું છે તે મુજબ આ સાથે તેના ટપાલ ખર્ચની ત્રણ આનાની ટીકીટ બીડું છું તો પુસ્તક પાછું મને રવાના કરશો.

તમોને પુસ્તક મોકલવા પહેલાં હું તમારી લાયકાત નહોતો જાણતો એમ નહિ પણ જાણતો હતોજ છતાં તમારા જેવા સ્વાર્થ-સાધુ, પાખંડી, વર્ણસંકર વૃત્તિના પ્રજાના હિતશત્રુઓ ગાંધીની પાછળ અહિંસા શાંતિ રેંટીઓ ઢેઢ અને ખાદીનું ડાકલું વગાડી હિંદ પ્રજા તથા રાષ્ટ્રનું સત્યાનાશ કાઢનારાઓને પણ ભાન થાય

કે બીજી તરફ હિંદુ જાતિ તથા સનાતન ધર્મ સંરક્ષણના પ્રયત્નો દેશોદયનો વાસ્તવિક માર્ગ દાખવવા સાથે કેટલા ઉગ્ર વેગથી થઈ રહ્યા છે, એમ દર્શાવવાના હેતુથીજ એ પુસ્તક તમોને મોકલવામાં આવ્યું હતું.

લોકહિતની એવી સેંકડો મહત્ત્વની હકીકતો દર્શાવી શ્રેય અને પ્રેયના માર્ગે દોરી જનારૂં એ પુસ્તક તમારા જેવા નાલાયક અપવિત્ર અને આર્યસંસ્કૃતિના દ્રોહીને રૂચે નહિ ને હાથમાં કે ઘરમાં શોભે નહિ એ બરાબર છે પરંતુ બે માસ જેટલા અલ્પ સમયમાં સુબુદ્ધિવાળા લોકોએ બે હજારમાં તેરસો પ્રત ખરીદી લાભ લીધો છે અને તેઓ પોતાના ગૃહો તથા પુસ્તકાલયો શોભાવી રહ્યા છે એટલુંજ નહિ પણ તમારા જેવા પામર બુદ્ધિના નાસ્તિક નિંદકો જેના ચરણની રજ સેવે તો હૃદય નિર્મળ થાય અને જ્ઞાન ઉપજે એવા સમર્થ વિદ્વાનો "તત્ત્વામૃત" વિષે શું અને કેવા અભિપ્રાય આપી રહ્યા છે ! એ "શ્રી દશા સોરઠીઆ માસિક"નો આષાઢ માસનો અંક જોવાથી જાણી શકાશે.

આશા છે કે "તત્ત્વામૃત" વળતી ટપાલે રવાના કરશો. બાકી તો "તત્ત્વામૃત"ની બીજી આવૃત્તિ પણ થોડા સમયમાં પ્રકટ થશે ને તમારા જેવા કહેવાતા ગાંધીપંથી અસહકારીઓના પાપનો ઘડો હવે ભરાઈ રહેવા આવ્યો છે તે પણ ફુટી કરેલા કર્મનું ફળ અવશ્ય ચખાડશે. એજ. મુંબઈ તા. ૧-૭-૨૪.

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

૨

# "સમાલોચક" ના તંત્રીને પત્ર.

રા. રમણીયલાલ ગોવર્ધનરામ ત્રિપાઠી,

તંત્રી "સમાલોચક"—મુંબઇ.

તમારો ચાલુ માસનો અંક વાંચ્યો. તેમાં તમે તત્ત્વામૃત વિષે અભિપ્રાય દર્શાવતા એક છાકટાની માફક અનેક પ્રકારે તેની કુત્સિત નિંદા કરી, છેવટે તે પુસ્તક બાળવાની હિમાયત કરી છે. હિંદુ ધર્મ પ્રતિપાદન કરનારા ગ્રંથો બાળવા માટે ઔરંગઝેબે પહેલ કર્યાનું કહેવાય છે. આર્યસમાજ બ્રહ્મોસમાજ, ક્રિશ્ચિયનો વગેરે ઘણાઓએ હિંદુધર્મ વિરૂદ્ધ વર્તન કર્યું છે છતાં પણ કોઇએ આજસૂધી ગ્રંથો બાળવાની વાત કરી નથી તે તમારા જેવા નરાધમ વૃતિના ગાંધીપંથી, ગોવર્ધનભાઇની પાછળ પાકી કરવા લાગ્યા છે ( અને કલકત્તામાં કેટલાક દુષ્ટોએ મુંબઇના "ગુજરાતી" પત્રનું તેમ કર્યું પણ ખરૂં ) એ તમારા માટે અત્યંત શરમ ભરેલું હોઈ હિંદુ પ્રજાએ ખાસ વિચારવા જેવું છે.

સ્વરાજ્ય મેળવવા માટે દેશના બળ બુદ્ધિ સાધન વેપાર હુન્નર ઉદ્યોગ વધારી શિવાજી મહારાજ, લોકમાન્ય તિલક કે આયર્લેન્ડની જેમ સામ દામ દંડ ભેદની રાજનીતિ અખત્યાર કરી કામ લેવું જોઇએ તથા સનાતન ધર્મ પરમ પવિત્ર અને સર્વ શ્રેષ્ટ છે, કારણ કે તેના નિયામક સ્વયં ભગવાન્ તથા મંત્રદ્રષ્ટા ઋષિમુનિઓ છે તેથી તેના અવલંબનથી ધર્મ અર્થ કામ અને મોક્ષ સિદ્ધ થઈ શકે છે, એ વાત મેં "તત્ત્વામૃત" માં બહુ

સ્પષ્ટતાથી દર્શાવી, તેની વિરૂદ્ધ આંદોલન પ્રેરનાર તથા શાસ્ત્રો અને ઋષિમુનિઓને સેતાની પાખંડી કહી ઢેઢ ભંગી ચમારને ઉચ્ચ વર્ણના હિંદુઓ સાથે સ્પર્શ કરાવવાની મિથ્યા ચેષ્ટા કરનાર ગાંધીજીને, તેનો યથાર્થ પરિચય કરાવી વાર્યા એથી તો જો તમે શુદ્ધ હિંદુ સંતાન હોત તો તો પરમ સંતોષ પામી સનાતન ધર્મનું રક્ષણ કરવા તત્પર થતે; પણ તેમ તેમ નથી એટલે તમે તેના વાંચનથી બળી મરી એક નરપિશાચ જેવો અધમ વેગ ધારણ કરી મારાપર ઉતરી પડયા છો.

દીર્ઘદ્રષ્ટિથી વિચારતા તમે એવા કુટિલ બનો એમાં કાંઈ નવાઇ નથી; કારણકે તમારા પિતાએ "સરસ્વતીચંદ્ર" માં નવીનચંદ્ર અને કમુદના પુનર્લગ્ન કરવા ધારી સનાતન ધર્મના સિદ્ધાંતનું ખૂન કરવાનો ઈરાદો રાખ્યો હતો પણ કોઇ સજ્જનની સલાહથી તેઓ વિદ્વાન્ હતા એટલે તેમ કરતા અટકી ગયા હતા ત્યારે તમે તો તેના સંસ્કારવાળા બાપને નામે કમાઇ ખાનારા, જડબુદ્ધિના અંધશ્રદ્ધાળુ, ધર્મકર્મને તથા ધર્મશાસ્ત્રના શ્રવણ મનન વાંચનને તમારા જન્મ વખતેજ તિલાંજલી આપી આવેલા અને એક યવન મ્લેચ્છ જેવું સ્વચ્છંદી જીવન ગુજારનારા છો એટલે "તત્ત્વામૃત" તમારૂં અંતઃકરણ દગ્ધ કરે એ સ્વાભાવિક છે; પરંતુ તેવું જાણતા છતાં અને મારા ધર્મનિષ્ઠ વિદ્વાન્ મિત્રોની તમારા જેવા ધૂર્તોના હાથમાં પુસ્તકો મૂકવાની મનાઈ છતાં મેં ઇરાદાપૂર્વકજ તમારા જેવા દુરાત્માઓના મલિન હૃદય પણ એના વાંચનથી સુધરે એવા શુભ હેતુથી એ પુસ્તક મોકલાવ્યું હતું.

તમે સફેદ કુડતું ટોપી ઘાલી, રેંટીઆ ખાદીની હિમાયત કરતા ગાંધી સરોજીનીની પાછળ અમુક હેતુએ ચેલા તરીકે

ફરી "સમાલોચક" માં પણ તેવાઓની પતિત રહેણીકરણી અને વિચારોનો પડઘો પાડી મી. ઉછરંગરાય ઓઝા કે જેણે પોતે નાગર જ્ઞાતિના હોવા છતાં ઉંચ નીચનો ભેદ ગણ્યા વિના એક પંક્તિએ બેસી વર્ણસંકર ખાનપાન-પ્રીતિભોજન કર્યું છે; તેનો ફોટો સમાલોચકના અંકમાં છાપી તેને આદર્શ માની મનાવો છો એથી તમે કોણ, કેવા અને કેટલા ભ્રષ્ટ, ધર્મહીન હિંદુ છો એ સૌ કોઇ સમજી શકે એવું છે.

અત્યારે સ્વરાજયના નામે ખાદી રેંટીઆની હિમાયતથી દેશના તમામ હુન્નર ઉદ્યોગ વેપારનું, અહિંસાના નામે મર્દાનગીનું, અંત્યજ સ્પર્શના નામે સનાતન ધર્મનું અને મુસલમાન કોમને અવિચારી ઉત્તેજન આપી ઉદ્ધત બનાવવાથી હિંદુ જાતિ, તેના દેહ સ્ત્રી પુત્ર માલમિલકત તથા દેવમંદિરોનું પારાવાર સત્યાનાશ વળી ગયું છે ને બચેલાનું નિત્ય વળી રહ્યું છે, તે તમારા જેવા પામર-ક્ષુદ્ર બુદ્ધિનો પ્રાણી જાણી કે સમજી ન શકે પણ શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા જેવા વિદ્વાન્ તથા શેઠ અમરચંદ માધવજી જેવા ધર્માત્મન્ જોઇ જાણી વિચારી સમજી શકે છે અને તેથીજ તેઓ સહર્ષ પ્રસ્તાવના લખી શકે છે અને અર્પણ પત્રિકા ગ્રહણ કરી શકે છે; એટલુંજ નહિ પણ તમારા જેવા અધમોની અધમતા નિવારવા માટે તેઓ જેમ ઉત્સુક છે તેમ બીજા અનેક ધર્મજ્ઞ વિદ્વાનો તથા શ્રીમંતો પણ તત્પર છે જેની સમય આવ્યે પ્રતીતિ થશે. બાકી તો તમે જેને Great Soul-મહાન્ આત્મા માનો છો તેને અમે સનાતની હિંદુઓ પણ મહાન્ આત્મા-Great Soul જરૂર માનીએ છીએ પરંતુ તમારા અમારા વચ્ચેની માન્યતામાં માત્ર ફેર

એટલોજ કે અમે તેઓને Great Demon's Soul–"મહાન દૈત્યનો આત્મા" માનીએ છીએ.

આત્મોન્નતિ સાધવાને માટે હિંદુ જેવી પવિત્ર જાતિમાં તમારો જન્મ થયા છતાં તેનું અવગાહન અવલંબન ન કરતા ભયંકર અજ્ઞાનતા, અણુસમજ, મોહ અને સ્વાર્થ આદિ કારણોને વશ થઇ તેનો (જાતિ તથા ધર્મનો) દ્રોહ કરી, તેનું (જાતિ ધર્મ તથા દેશ હિતનું) સચોટ રીતે પ્રતિપાદન કરનારા "તત્ત્વામૃત" જેવા ગ્રંથ બાળવાની ભલામણ કરો છો તો તે પહેલા તમારા જેવા નાસ્તિક વર્ણસંકરોના છાપા ચોપાનીઆ તથા પુસ્તકો અને તેના લખનારાઓ સુદ્ધાં પોતે બળી ભસ્મીભૂત ન થઇ જાય તેની સાવચેતી રાખજો. પ્રભુએ તમારા જેવા નાલાયકોને કંગાલ નપુંસક જેવા સામર્થ્ય હીન બનાવ્યા છે પણ જો કદાચ દુર્દૈવ કોઇ સત્તા પ્રાપ્ત થઇ હોત તો તો તમે પાપીઓ સદાચારી ધર્માત્મા અને સત્ય વક્તાઓને તો દુનિયાપરજ ન ટકવા દેતે; પરંતુ એસે દિન કહાસે કે મીયાંકે પાવમેં જુતીયા !

"તત્ત્વામૃત" નું તાત્પર્ય તમારા જેવા ધર્મભ્રષ્ટ ક્ષુલ્લક બુદ્ધિના ન સમજી શકે પણ જેઓ ખરા વિદ્વાન્ છે તેઓ શું સમજ્યા છે ને તેઓએ શા શા અભિપ્રાયો તે વિષે દર્શાવ્યા છે ! તે આ સાથેનું હેન્ડબીલ વાંચી વિચારી બને તો તમારી વૃત્તિ અને હૃદય સુધારવા યત્ન કરશો.

મુંબઇ તા. ૨૧–૮–૨૪.

લી૰ નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

૧૪

**'પ્રાત:કાલ" ના અધિપતિ શ્રીયુત જગન્નાથ પ્રભાશંકર** પંડિત જણાવે છે કેઃ-" આ પુસ્તકમાં લેખકને બરમા, સીંગાપોર, જાપાન, ચીન, માર્સેલ્સ, લંડન, પારીસ, ઇટાલી વગેરે પરદેશમાં તથા આ દેશના કાશ્મીર, બીહાર, પોંડીચેરી, હરદ્વાર વગેરે સ્થાનમાં થએલો જાતિય અનુભવ ઉત્તમ પ્રકારે લખવામાં આવ્યો છે. આ દેશ પરદેશના સ્થાનમાં જોવા જાણવા જેવી શી શી બાબતો છે તે જણાવવા ઉપરાંત તેમણે બીજી આપણી પ્રજાને જાણવા જેવી ઘણી બાબતો જણાવેલી છે. હિંદમાં પણ મહાત્મા ગાંધીજી સાથેનો પોતાનો પરિચય તથા અરવિંદ ઘોષના સંબંધમાં થએલો પોતાનો અનુભવ જણાવેલો છે. તેમાં કેટલાક પુરૂષોના ચિત્રો પણ આપેલા છે. ભાષા રસવાળી અને સાદી છે. પુસ્તક વાંચતાં રસ પડે તેવું લખાયું છે. લેખકે કોઇનો પણ ખોટો ભય નહિ ધરતાં જે સત્ય અનુભવ હોય તે આ પુસ્તકમાં જણાવેલો છે. લેખક સાહસિક અને ધૈર્યશીલ તથા સ્વદેશની ઉન્નતિને અત્યંત ચાહનાર તથા દેશના સાચા અને ચિરસ્થાયી કલ્યાણને ઇચ્છનારા છે. આ પુસ્તક પ્રત્યેક મનુષ્યે વાંચવા જેવું છે."

૧૫

**મહાત્મા "પથીક" શ્રી રાધાકૃષ્ણ** લોદ્રાથી લખે છે કેઃ—" તત્ત્વામૃત " મળ્યું, પરમ અનુકંપા. પંગુ જનને પૃથ્વીની પ્રદક્ષિણા કરવી હોય તો તેનું સૂક્ષ્મ સ્વરૂપ નકશો તેની કરી લેવી અને નિર્ધન જનને અનંત ઘટનાઓ સ્વાનુભવવી હોય તો માત્ર અલ્પ ખર્ચથી "તત્ત્વામૃત"નું વાંચન કરી લેવાથી વિસ્તીર્ણ ખર્ચાળ પ્રત્યક્ષ સ્વાનુભવની ખામી પૂરી પડશે એમ મારો મત છે."

१६

सुप्रसिद्ध " श्री वेङ्कटेश्वर समाचार " ના સંપાદક મહોદય જણાવે છે કે:—" यह पुस्तक श्रीयुत नारायणजी पुरुषोत्तम सांगाणीकी लेखनीसे गुजराती भाषामें लिखी गयी है। सांगाणीजीने इसमे अपनी बीती बात बडे रोचके ढङ्गसे लिखी है। आपका जीवन आरम्भसेही धर्मकी जिज्ञासामें व्यतीत हुआ है। धर्मके तत्त्वो और वास्तविक शांतिकी प्राप्तिके लिये आप कहा नहीं गये? आप बर्मा, चीन, जापान, लङ्का, फ्रास, इङ्गलेण्ड, अमेरिका आदि देशोका भ्रमण कर अन्तमे फिर भारतमे आये। और फिर हिमालय, काश्मीर आदि देशोका भ्रमण करते रहे आपकी लिखी पुस्तकमें उपरोक्त सब देशोकी शैरका बडा रोचक वर्णन है जिसे पढकर पाठकोको उपरोक्त देशोका दिग्दर्शन हो जाता है। इसके बाद आप देशके राजनैतिक और सामाजिक तथा धार्मिक नेताओसे मिले। आपका संतोष गांधीजीकी धार्मिक नीतिसे नही हुआ। आप सनातन धर्मके कट्टर अनुयायी है। जिन लोकोको आपके धार्मिक विचार पसन्द न आवे, वे भी आपकी पुस्तकसे आपके देशाटनका आनन्द उठा सकते है। पुस्तक उपन्यासकी भांति रोचक है। गुजराती समज सकनेवाले पाठकोको इसका समुचित आदर करना चाहिये।

૧૭

**શ્રીયુત મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.** લખે છે કેઃ—" રા. રા. નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ ભારતભૂમિપર દેશાટન કરી આંગલ ભૂમ ઇત્યાદિ પ્રદેશનું પર્યટન કર્યું છે, તે દરમ્યાન પોતાને મળેલા અનુભવના સારરૂપ આ "તત્વામૃત" નામક ગ્રંથ તેમણે પ્રકટ કર્યો છે. મી. સાંગાણીની આ કૃતિમાં સાંસારિક, ધાર્મિક, આથક અને વ્યવહારિક વિષયો ઉપરાંત કેટલાક રાજયકીય વિષયોનો પણ સમાવેશ થઇ જાય છે, અને તે સર્વનું પોતે શુદ્ધ અંતઃકરણથી પક્ષપાત વિના તાદૃશ્ય ચિત્ર દર્શાવ્યું છે. દેશસેવા માટે જીવન ગાળનાર પ્રાતઃસ્મરણીય વ્યક્તિની જેમ તેમણે યથાર્થ પ્રસંશા કરી છે, તેમ જે મહાન્ નેતા તરીકે દેશને શ્રેયસ્કર નથી નીવડી તેના ગુણ દોષનું પણ યથાર્થ વર્ણન શુદ્ધ ભાવનાથી લખ્યું છે. મી. સાંગાણીની લેખિની શુષ્ક નથી, તેમ તેની વાર્તાના વૃત્તાંત પણ શુષ્ક નથી. એકંદરે પુસ્તક મનનીય અને રસિક છે."

૧૮

**"સમાજ જીવન" ના અધિપતિ શ્રીયુત નારાયણજી આણંદજીદાસ ડોસાણી,** જણાવે છે કેઃ—" આ "તત્વામૃત" ગ્રંથમાં લેખકે શાસ્ત્રીય ચર્ચાનો શુષ્કવાદ કર્યો નથી, પણ દેશ દેશાન્તરમાં પર્યટન કરી અનેક મુશીબતો વેઠી મેળવેલા અનુભવની પ્રસાદી અર્પી છે. ધાર્મિકતા, નિખાલસપણું, સત્યપ્રિયતા, હિંમત, સાહસ ધૈર્ય, દ્રઢતા, નિડરતા વગેરે ભાઇ સાંગાણીમાં રહેલા ગુણો ખાસ વખાણવા લાયક છે. તેઓ આપણા પોપલીયા—નાજુક નાગરિક

નથી પણ એક પ્રચંડ કસાયલી વ્યક્તિ છે. આ પુસ્તકમાં લખાયલા એમના પર્યટનોના વર્ણનો વાંચતાં રા. સાંગાણીના સાહસ અને સહનશક્તિ માટે માન પેદા થાય છે. એમણે ૩૨ વર્ષની વયમાં ઘણી ઘણી પ્રવૃત્તિ ખેડી નાખી છે, એવું આ પુસ્તક વાંચતાં જણાય છે. પ્રસંગોપાત મજકુર ગ્રંથમાં મહાસભાના આગેવાનો-પ્રસિદ્ધ પુરૂષો માટે લેખકે નગ્ન સત્યમાં પોતાના વિચારો દર્શાવ્યા છે તે અલબત કોઇ પણ વાંચનારને વધારે પડતા લાગે એવું છે. મ૦ ગાંધીજી માટે વધુ પડતી ટીકા કરી છે તેમાં લેખકના સ્વમંતવ્યનો ઝનુની ભાવ તરી આવે છે, એમ વાંચનારને લાગી આવે તો નવાઇ નથી. વિશેષમાં તીર્થ સ્થાનો, દંભી સાધુઓ વગેરે તરફનો અનુભવ જનતાને ઘણો ઉપયોગી થઇ શકે તેવો છે. એકંદર રીતે પુસ્તક લખવા પાછળ લીધેલી મહેનત અને પર્યટનના ખેડેલા સાહસ માટે અમે ભાઇ સાંગાણીને ધન્યવાદ આપીએ છીએ."

૧૯

શ્રીયુત ગુલાબરાય કલ્યાણરાય હાથીભાઇ લખે છે કે:—
" "તત્વામૃત" નામક પુસ્તકમાં તમોએ આલેખેલા પ્રતિબિંબો આદર્શરૂપ સનાતનતા અને સદ્ધર્મતાના નિદર્શનાજ છે. હરિહરના ઉપાસકોનો અમિત ભેદ ભાંગવામાં, અધર્મીઓના આકરા પાખંડને પ્રહારવામાં, વર્ણાશ્રમ ધર્મની વિજયતા વધારવામાં અને સ્વરૂપને સંભાળી વિકટ પંથે પ્રચરતા તરી તારવામાં આ ગ્રંથ આબાલ વૃદ્ધને અસાધારણ વિભૂતિરૂપ છે."

૨૦

"બુદ્ધિપ્રકાશ"ના તંત્રી શ્રીયુત હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ. જણાવે છે કેઃ—"રા. નારણજીભાઈ સાંગાણી આખો દેશ ફરી વળ્યા છે એટલુંજ નહિ પણ જાપાન, અમેરિકા, ઇંગ્લાંડ, ફ્રાન્સ આદિ મુલ્કોમાં મુસાફરી પણ કરી આવ્યા છે. એ મુસાફરી દરમ્યાન પોતાને મળેલા અનુભવનો લાભ તેમણે આપણને આ પુસ્તકદ્વારા આપ્યો છે. એ રીતે પુસ્તકનું નામ "તત્વામૃત સાર્થક છે તે વૃત્તાંત વાર્તાની માફક રૂચિકર નિવડી, બોધક માલુમ પડશે. તેમાં એમણે તેમના પરિચયમાં આવેલી કેટલીક જાણીતી વ્યક્તિઓનો પરિચય કરાવ્યો છે એ એક રીતે પુસ્તકના આકર્ષણમાં ઉમેરો કરે છે પણ શ્રીયુત અરવિંદ ઘોષ સામે તેમણે જે આક્ષેપ કર્યો છે તે સાથે ભાગ્યેજ કોઇ સંમત થશે. આખું પુસ્તક વાંચવા જેવું છે. આશા છે કે વાંચક વર્ગ તેનો સારી રીતે લાભ લેશે."

૨૧

જામનગરના સર ન્યાયાધીશ શ્રીયુત ઇચ્છાશંકર જયશંકર લખે છે કેઃ—"આપના તરફથી "તત્વામૃત".નું પુસ્તક ભેટ તરીકે મળ્યું તેનો સાભાર સ્વીકાર કરૂં છું. પુસ્તક અથથી ને ઇતિસુધી વાંચ્યું તેથી હેતુ ને પરિણામ સહિત ચાલુ જમાનાની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓનો આપને જે જાત અનુભવ થયો તેનું આબેહુબ દિગ્દર્શન થાય છે. સમગ્ર પુસ્તકના સારનો સમાવેશ તેજ પુસ્તક પૃષ્ટ ૩૧૧ ના છેવટના શબ્દોમાં સૂત્રરૂપે થાય છે તે શબ્દો નીચે પ્રમાણે છેઃ—"કોઈ કોઇનો તારક કે ઉદ્ધારક નથી. લોકોએ કોઇ એક વિશિષ્ટ વ્યક્તિપર મોહ રાખી

પરવશ ન બનતાં આત્મા અને ઇશ્વર પ્રત્યે શ્રદ્ધા રાખી દેશકાળ પરિસ્થિતિને લક્ષમાં લઇ ધર્મ તથા ઇતિહાસને અવલંબી ચાલવામાંજ વાસ્તવિક શ્રેય સમાયેલું છે."

૨૨

**શ્રીયુત પોપટલાલ ગોવિંદજી સાંગાણી કોચીનથી** લખે છે કેઃ—"આપના તરફથી "તત્વામૃત" નું પુસ્તક મળ્યું, તે આભાર સાથે સ્વીકાર્યું છે. પુસ્તકનું પૂઠું કાગળો અને ફોટાએ આકર્ષક છે. ભાષા સાદી પણ સચોટ અને પુસ્તક હાથમાં લીધા પછી મૂકવાનું મન થતું નથી. તમારામાં રહેલો સાહસિક અને નિડરતાનો ગુણ પાને પાને તરવરી રહેલ છે. ૧૮–૧૯ વરસ જેટલી નાની ઉમરમાં કાશ્મીર, બર્મા, જપાન, ઇંગ્લંડ, ઇટાલી વગેરે ફરતા દેશોનું પરિક્રમણ પ્રસંશાપાત્ર છે. સાધનરહિત દશામાં એકાએક આવી લાંબી મુસાફરી ખેડવી એ ભારે હિંમત અને મનની દઢતા વિના થઇ શકે નહિ. જાતીય પર્યટન સાથે દેશોદેશના રીતરિવાજની સમાલોચના પણ વાંચવા લાયક છે. ટુંક મુદતમાં પુસ્તકની તેરસો નકલોનો ઉઠાવ થઇ ગયો એ તેની લોકપ્રિયતા બતાવે છે. આ પુસ્તકનો જનસમાજ છુટથી લાભ લે તેમ ઇચ્છું છું."

૨૩

**દેવગઢ બારીઆના દિવાન સાહેબ શ્રીયુત મોતીલાલ લલ્લુભાઇ, એમ. એ. એલએલ; બી.** લખે છે કેઃ—"આપનું "તત્વામૃત" નામનું પુસ્તક મળ્યું છે તે માટે આપનો ઉપકાર માનું છું. આપના વિશાળ અને તલસ્પર્શી ધ્યાન જનસમાજને ઉપયોગી થયા વગર રહેજ નહિ. પરમાત્મા આપની તે સત્ પ્રવૃત્તિ ચાલુ રખાવો."

